પ્રકાશકઃ—
શ્રી હીરાલાલ જિંદાણી
શ્રી જૈન શ્વે. સંઘની પેઢી
પિપલી બજાર
મુ. ઇંદોરસીટી (મધ્યપ્રદેશ)

**કૃતજ્ઞતાજ્ઞાપન**

આ પુસ્તિકાના પ્રકાશનનો લાભ શેઠ **પ્રેમચંદ મગનલાલ**–નાગપુર નિવાસીએ તથા **મહેસાણા શ્રીસંઘની સુધારાખાતાની પેઢીના** કાર્યવાહકોએ જ્ઞાનખાતામાંથી લેવાની ઉદારતા દાખવી અપૂર્વ ધર્મપ્રેમ દર્શાવ્યો છે, જે બદલ તેઓના ધર્મસ્નેહની સપ્રેમ નોંધ ગુણાનુરાગપૂર્વક કરીએ છીએ.

લી. **પ્રકાશક.**

મુદ્રકઃ—
ભોગીલાલ લક્ષ્મીચંદ શાહ
શ્રી લક્ષ્મી પ્રિન્ટિંગ પ્રેસ
મહેસાણા

શ્રુતજ્ઞાનોદ્ધારકસંસ્થાઓના સંસ્થાપક, આગમવાચના દાતા
શીલાતામ્રપત્રાગમમંદિરોના પ્રસ્થાપક, દેવસુરતપાગચ્છસામાચારિ
સંરક્ષક, ધ્યાનસ્થસ્વર્ગત, આગમોદ્ધારક આચાર્ય

## શ્રીઆનન્દસાગરસૂરીશ્વરજી મહારાજ



જન્મ સં. ૧૯૩૧ અ. વ. ૦)) કપડવંજ, દીક્ષા ૧૯૪૭ મ. સુ. ૫ લિંબડી,
ગણિ૦ ૧૯૬૦ જે. સુ. ૧૦ અમદાવાદ, પં. પદ ૧૯૬૦ અ. સુ. ૧૩ અમ.
આચાર્યપદ ૧૯૭૪ વૈ. સુ. ૧૦ સુરત, દેહોત્સર્ગ ૨૦૦૬ વૈ. વ. ૫ સુરત



ભા વ ભ રી

## શ્ર....દ્ધાં....જ....લી

જે

પુણ્યનામધેય મહાપુરુષે—

—પૂર્વભવમાં આરાધિત શ્રુતજ્ઞાનના પ્રભાવે

મેળવેલ પ્રતિભા અને ક્ષયોપશમના બળે

આગમોના પ્રકાશનાદિદ્વારા

શ્રમણ સંઘમાં

અનેરી જાગૃતિ ફેલાવી,

—સાત મોટી આગમવાચનાઓ આપી

પૂર્વકાલમાં થતી આગમવાચનાઓની

સ્મૃતિ તાજી કરાવી,

તથા

જેઓએ—

—આગમોના

તલસ્પર્શી વિવેચનાત્મક
વ્યાખ્યાનો આદિથી
શ્રુતજ્ઞાન ધુરંધર પૂર્વાચાર્યોની
ઝાંખી કરાવી,
વળી
જેઓએ—
આગમોના અવ્યુચ્છિત્તિ પ્રકારને પોષવાની
શુભભાવના બળે
આરસની શિલાઓ અને તામ્રપટ ઉપર
આગમોને
ચિરંજીવ
બનાવ્યા
તેમજ
શાસ્ત્રીય સત્પ્રતિભા બળે
અનેક
શાસના રક્ષાના પ્રસંગોમાં
અડગપણે કર્ત્તવ્ય પરાયણ બન્યા
છેવટે—
આખા જીવનની અખંડ શ્રુતોપાસનાના
ફળરૂપે

[illegible]

[illegible]

[illegible]

[illegible]

[illegible]

પ્રાચીન કાળની

અનશન વિધિની

યાદી આપતી

તે

મહાપુરુષશિરોમણિ

આગમદિવાકર

આગમોદ્ધારક

શૈલાણાનરેશપ્રતિબોધક

શ્રીદેવસૂરતપાગચ્છ સામાચારી સંરક્ષક

ધ્યાનસ્થ સ્વર્ગત

પૂ. આ. શ્રીઆનંદસાગરસૂરીશ્વરજી

મહારાજને

ભાવભરી હાર્દિક

શ્રદ્ધાંજલિ

સમર્પણ

✶

# સંયમીઓનું લક્ષ્ય

" सम्मं पव्वइज्जा=

=लोअधम्मेहिंतो

लोगुत्तरधम्मगमणेणं.

एसा

जिणाणमाणा

ण विराहियव्वा

बुहेणं

महाणत्थभयाओ

सिद्धिकंखिणा "

ભાવાર્થ—દીક્ષાનું બીજું નામ પ્રવ્રજ્યા છે. પ્રવ્રજ્યા=પ્ર=પ્રકર્ષથી લૌકિક ધર્મના માર્ગથી લોકોત્તર ધર્મમાં =વ્રજ્યા જેવું,

અર્થાત્—ખાવું, પીવું, હરવું-ફરવું આદિ શરીર ધર્મોમાં પણ લોકોત્તર (યતના પ્રધાન)રીતે વર્ત્તવું. આ ખરેખર તીર્થંકર પ્રભુની આજ્ઞા મુમુક્ષુ ભવ્યાત્માએ પ્રમાદથી પણ વિરાધવી નહિં.



॥ શ્રીશંખેશ્વરપાર્શ્વનાથાય નમઃ ॥

# સંપાદકીય વક્તવ્ય

(પ્રથમાવૃત્તિનું)

વિ. સં. ૨૦૦૭ની સાલની વાત છે

પૂ. શાસનપ્રભાવક વ્યાખ્યાનવાચસ્પતિ દાદાગુરુદેવ શ્રી આચાર્યદેવ ચંદ્રસાગરસૂરિવરશ્રીના વરદ હસ્તે અષાડ સુદ ૬ ને દિને પાલીતાણા ખુશાલ ભુવનમાં પૂ. ગુરુદેવશ્રીને ગણિપદપ્રદાનનો શુભ અવસર હતો–તે અવસરે સાધુ-સાધ્વીઓને વિશિષ્ટ વસ્તુની યાદગાર વિતરણ બાબત મનોમંથન થયું.

પરિણામે પરમોપકારી આરાધ્ય શ્રીગુરુદેવની સંયમ-નિષ્ઠા ઉપર મન કેન્દ્રિત થયું, અને પૂ. ગુરુદેવશ્રીની પદવી પ્રસંગે આરાધક આત્માઓ સંયમ પાળવામાં વધુ સ્ફુર્તિ મેળવે તે શુભ આશયથી વર્ષોથી સંગ્રહી રાખેલ જૂના સાધુમર્યાદાપટ્ટકોમાંથી તથા શ્રીજૈનધર્મપ્રસારકસભા (ભાવનગર) તરફથી પ્રકાશિત 'સાધુમર્યાદાપટ્ટક' પુસ્તકમાં સંગ્રહાયેલ ચાર પટ્ટકોમાથી કેટલાક વર્તમાનકાલે પાળી શકાય તેવા નિયમો તારવી લઘુ પુસ્તિકા તૈયાર કરવાનો વિચાર થયો.

પણ તે સંબંધી વધુ વિચાર કરતા કેવળ નિયમો છાપી દેવાથી જોઇએ તેવી પ્રેરણા સંયમપાલન માટે મળવી દુઃશક્ય જણાઈ.

એટલે પૂર્વાચાર્ય મહર્ષિઓએ એકાંત જગદ્વત્સલતાથી રચેલા હિતકર સંયમભાવનાપોષક શ્લોક-સૂત્રો આદિનો વ્યવસ્થિત સંગ્રહ ગુજરાતી ભાષામાં આપવાનું ઉચિત જણાયું,

તેથી તદ્યોગ્ય સામગ્રી ઘણીખરી મારી સંગ્રહપોથીઓમાં હતી તે અને તેને અનુસરતી બીજી પણ સામગ્રી જુદા જુદા ગ્રંથોમાંથી તારવી કાઢવાની પ્રવૃત્તિના મંડાણ થયા.

આ રીતે શરૂ થએલી પ્રવૃત્તિનું વ્યવસ્થિત ફળ આ લઘુ પુસ્તિકા છે.

આ છે નાની પુસ્તિકાનો પૂર્વ ઇતિહાસ.

**આ પુસ્તિકામાં કંઇ પણ નવું નથી, તેમજ 'परोपदेशे पांडित्यम्' બતાવવાનો ક્ષુદ્ર આશય પણ નથી, પણ આત્માર્થી સાધુ-સાધ્વીઓને પોતાના આત્માને જાગૃત રાખી સંયમની શક્ય આરાધનામાં છતું બલ-વીર્ય ફોરવી વીર્યાચારનું યથાર્થ પાલન કરવામાં શક્ય સહાય મળે, એ શુભ ઉદ્દેશથી આ અલ્પ પ્રયાસ છે.**

સાથે આંતરિક એવી શુભનિષ્ઠા છે કે-અત્તરના વેપારીને બીજાને માલ બતાવવા નમૂનાનું અત્તર સુંઘાડતાં પોતાને પણ સુગંધ મળી રહે છે, તેમ પૂર્વના પ્રકૃષ્ટ પુણ્યના ઉદયથી મળી આવેલ વિશિષ્ટ ક્ષયોપશમાદિના સદુપયોગરૂપે અનેક ધર્મારાધક મુમુક્ષુ સાધર્મિક સાધુ-સાધ્વીઓની સેવામાં અનેક શાસ્ત્ર-ગ્રંથોમાંથી તારવી કાઢેલ સંયમોપયોગી સામગ્રી ઉપસ્થિત કરી હું પોતે પણ તીર્થંકરભગવંતોએ નિર્દેશેલ

આરાધક પુણ્યાત્માઓએ લક્ષ્ય નક્કી કરી
તદનુકૂલ યથાશકય પ્રયત્ન કરવાની તમન્ના સદ્-
ગુરૂના ચરણોમાં વિનીતભાવે બેસી મેળવવી ઘટે.

પરંતુ સદ્ગુરૂના ચરણોમાં અહં-મમના
સંસ્કારોના હ્રાસમાંથી નિપજતી વિનીતવૃત્તિ
સિવાય બેસી શકાતું નથી.

તેથી વિવિધ રીતે પોતાની વૃત્તિઓને શાસ્ત્રીય
મર્યાદાનુકૂલ બનાવી જીવન શુદ્ધિના પંથે ધપવા
માટે વિનય-નમ્રતા આદિ પ્રાથમિક ગુણોનો
અભ્યાસ જરુરી છે.

આ વાત લક્ષ્યમાં રાખી પ્રસ્તુત પુસ્તકમાં
વિવિધ ભાવનાઓ શાસ્ત્રીય પદાર્થો અને સંયમો
ચિતમર્યાદાઓ વિવિધ રૂપે દર્શાવી છે.

સંયમ સમ્યક્ચારિત્ર સ્વરૂપ હોવા છતાં તેના સર્વાંગીણ
વિકાસ અને મૌલિક પરિચય માટે ભાવશુદ્ધિ-સમર્પણ સુદૃઢ
વૈરાગ્ય, સર્વભૂતાત્મભાવ, આજ્ઞાધીનના અને બહુમાનપૂર્વક
ક્રિયાતત્પરતા આદિ તત્ત્વોના વિકાસની અત્યાવશ્યકતા છે.

પ્રમત્તભાવ અને આરાધક ભાવનું સામં-
જસ્ય કેળવવાનો પ્રયત્ન સાધુજીવનને નિસ્સાર
બનાવનાર છે આ તત્ત્વની સ્પષ્ટ સમજુતી ત્રીજા વિભાગમાં
અપાએલ મર્યાદાઓના હૃદયંગમ સ્વરૂપની વિચારણા દ્વારા
વિવેકીને મળે તેમ છે.

આ રીતે બીજા વિભાગના અંતે પરમારાધ્ય ઉત્કૃષ્ટતમ **શ્રીમહાનિશીથ** સૂત્રના પ્રારંભના ત્રણ સૂત્રોનો આપેલ સંક્ષિપ્ત અર્થ સાધુ જીવનને સુવ્યવસ્થિત રીતે સંયમાનુકૂલ બનાવવા માટે અત્યંત ઉપયોગી છે.

આવા આવા અનેકાનેક તાત્ત્વિક આત્મ કલ્યાણોપયોગી પદાર્થોના સારસમુચ્ચયરૂપ આ પુસ્તક સંયમના પંથે ગુરૂગમથી ધપવા ઇચ્છના આરાધક આત્માઓને કુશલ ભોમિયાની ગરજ સારે તેવું છે

પ્રસ્તુત પુસ્તકના સંપાદનનુ કાર્ય મારા પોતાના અંગત જીવનને શાસ્ત્રાનુરૂપ અને તાત્ત્વિક ભાવનામય બનાવવા માટે ઘણુ ઉપયોગી નિવડયુ છે

એ રીતે અત્તરના વેપારીને બીજાને સુગંધ આપવાના સત્પ્રયત્નના ફલરૂપે પોતાને તો તે સુગંધ મળી જ આવે છે તેમ મારા જીવનને સંયમાનુરૂપ બનાવનાર આ સંપાદનનુ કાર્ય વ્યક્તિગતરીતે કલ્યાણકર નિવડ્યું છે એ મારે નિર્વ્યાજ પણે કબૂલ કરવું હિતાવહ છે.

આમ થવામા પ્રસ્તુત પુસ્તકમાના વિશિષ્ટ પદાર્થોની લોકોત્તર મહિમા કારણભૂત જણાય છે.

આ રીતે સઘળા આરાધક ભવ્યાત્માઓ પ્રસ્તુત પુસ્તકના પદાર્થોને યથાયોગ્ય રીતે ગુરૂગમથી સમજે-વિચારે

જેથી કે સંયમી જીવન શાસ્ત્રાયઆજ્ઞા અને વ્યવસ્થિત મર્યાદા મુજબ સુવ્યવસ્થિત બની રહે.

પ્રસ્તુત સંપાદનમાં અનેક કરૂણાવત્સલ મહાપુરૂષોનો

# શું ?........

# ક્યાં ?........

## મહત્ત્વના સુવાકયો

# વિચારણીય સુભાષિતો

* उवसमसारं खु सामण्णं
* सोही खलु उज्जुभूअस्स
* ण पेमरागा परमत्थि बंधो
* अप्पा खलु सययं रक्खियव्वो
* अप्पा अरी होइ अणवट्ठियस्स
* धम्मो अ ताणं सरणं गई य
* रागादओ भावसत्तू
* कम्मोदया वाहिणो
* असारा विसया णियमगामिणो विरसावसाणा
* भावकिरिअमाराहेइ, पसमसुहमणुहवइ,
  अप्पडिए संजमतवकिरियाए
  अव्वहिए परीसहोवसग्गेहिं



પ્રાણીને વાસ્તવિક સુખ-શાંતિ હસ્તગત નહિં થવાનું ચોક્કસ છે, તેથી આ સૂત્રમાં ત્રણ પદાર્થ મુખ્યતઃ એક-સૂત્રિતરૂપે જણાવેલ છે કે જે ત્રણ પદાર્થ સ્થૂલ-દૃષ્ટિએ ભિન્ન જણાય છે, પણ વસ્તુતઃ એક જ કાર્યને સાધવામાં સાંકળના અંકોડાની જેમ પરસ્પર સંકળાયેલા હોઈ ત્રણેમાં સાપેક્ષ એકત્વ જ રહેલું છે.

દરેક કાર્યની સિદ્ધિમાં તેના સાધક કારણોની પ્રતીતિ, કારણોના સ્વરૂપનું જ્ઞાન અને તદનુકૂલ પ્રવૃત્તિ આ ત્રણ અંગ મુખ્ય હોય છે, માટે કર્મોના બંધનથી મુક્તિ મેળવવામાં મુક્તિના કારણોની પ્રતીતિ, તેઓનું જ્ઞાન અને તદનુકૂળ વર્તન જરૂરી હોય છે, ત્રણેમાંથી એકની પણ નિર્બલતા કાર્યને મુખ્યતઃ સાધી શકતી નથી.

આ જ અર્થને પ્રધાનપણે સૂચવવા વ્યાકરણના ઉદ્દેશ્ય-વિધેયના સામાનાધિકરણ્યના સર્વ-પ્રતીત નિયમનું આભાસિક ઉલ્લંઘન કરી વચનમાં ફેરફાર રાખ્યો છે, અન્યથા સામાન્યતઃ વિધેયની સમકક્ષાએ જ ઉદ્દેશ્યના વચનની વ્યવસ્થા હોય છે. એટલે અહીં ઉદ્દેશ્ય-સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર-ત્રણ હોવાથી વિધેય મોક્ષમાર્ગને એકવચનને બદલે બહુવચન સંગત હતું, છતાં આ રીતનો શૈલીમાં વિપર્યાસ **શાસ્ત્રકાર મહર્ષિના** પવિત્ર અંતઃ-કરણમાં નિગૂઢ પરમ-રહસ્ય-ભૂત તત્ત્વોનો જ્ઞાપક હોઈ આપાતતઃ અનુચિત પ્રતીત થવા છતાં તેઓની પરમહિતકર બુદ્ધિનો સૂચક થાય છે.

એટલે-આ સૂત્રદ્વારા ફલિત થાય છે કે "પ્રત્યેક આરાધક મુમુક્ષુ આત્માએ કર્મોના બંધનથી મુક્તિ મેળવી શાશ્વત, ચિદાનંદમય, સ્વભાવ-પરિણતિ-સ્થિરતારૂપ પરમોચ્ચદશા મેળવવા સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર ત્રણેનો પુનિત ત્રિવેણીસંગમ સાધવો ઘટે."

ત્રિકાલાબાધિત અવિચ્છિન્ન-પ્રભાવશાલી પરમોપકારી શ્રી જિનેશ્વર ભગવંતોએ પ્રરૂપેલ પરમોચ્ચ નિગૂઢ પરમ સત્યને સંક્ષિપ્ત શબ્દોમાં પ્રકાશિત કરનાર બહુમૂલા આ સિદ્ધાંતના મૂલ સ્વરૂપમાં દ્રવ્ય, ક્ષેત્ર, કાલ કે ભાવની વિષમતા કે વિચિત્રતાને આશ્રી કોઇપણ જાતનો ફેરફાર થતો નથી કારણકે આરાધક બનવા ઉત્સુક પ્રત્યેક વિવેકી પ્રાણી ચોથા કે પાંચમા આરાના કાલભેદે ઓછી વધતી આરાધના કરે પણ તેને નામે આરાધકભાવની ન્યૂનતાને વ્યાજબી માનવાની ભૂલ કરે તે ઉચિત નથી; માટે સંપૂર્ણ એકાગ્રતા અને દૃઢ-નિશ્ચયપૂર્વક આત્મકલ્યાણની સાધનામાં વિઘ્નરૂપ પ્રબલ કર્મોના આવરણને ખસેડવા પૂર્વોક્ત ત્રિપુટીની નિર્મલ સાધના માટે અહર્નિશ ઉદ્યત બનવુ જરૂરી છે.

પૂર્વોક્ત સાધન-ત્રિપુટીમાં પૂર્વના સાધનોના સહકારથી ઉત્તરોત્તરના ગુણોની વિશુદ્ધિ, નિર્મળતા અને ફલાધાયકતા વધુ ચોક્કસ થાય છે, જેમ કે સમ્યગ્દર્શનના બલે પૂર્વનું અજ્ઞાનમાં લેખાતું વ્યાવહારિક ચૌદ વિદ્યાનું પ્રકાંડ પણ જ્ઞાન સમ્યગ્જ્ઞાનરૂપે બની આત્માને વિવેકના

માર્ગે ઉજ્જવલ સુખે વિહરણ કરાવે છે–આગલ ધપાવે છે, તેમજ **સમ્યગ્જ્ઞાન**ના પ્રતાપે જ અજયણા, અનુપયોગ આદિથી થતી મલિનતાને રોકી સર્વસંવરરૂપે મહત્તા સમજાવવાપૂર્વક **ભાવચારિત્ર**ની પ્રાપ્તિ કરાવે છે.

અહીં એક વાત ખાસ ખ્યાલમાં રાખવા જેવી છે કે પૂર્વના ગુણોની પ્રાપ્તિ પણ ત્યારે જ સફલ લેખાય છે કે જ્યારે તે ગુણો આગળના ગુણોને મેળવવાની કે તે દ્વારા કલ્યાણ સાધવાના પંથે વિહરવાની તત્પરતા પેદા કરે. જેમ કે **સમ્યગ્દર્શન** પામેલો પ્રાણી અપૂર્વ તત્ત્વોના રોચનપૂર્વક શ્રદ્ધાનના અપૂર્વ અભ્યાસથી વાસ્તવિક જીવાદિ તત્ત્વોના સ્વરૂપજ્ઞાન પ્રતિ પ્રવૃત્તિવાળો બની, તદનુકૂલ સાધનાના માર્ગે વધી શકતો નથી, ત્યાં સુધી તે મુક્તિ-પુરીનું પ્રવેશપત્ર મેળવ્યા છતાં તે સ્થાન મેળવવા કે તેના માર્ગ ઉપર પ્રવર્ત્તવા સમર્થ થતો નથી. તેમજ **સમ્યગ્-જ્ઞાનના** બલે શાસ્ત્રીય પદાર્થો પ્રૌઢ ભાષામાં વિવેચાય, અનેક અજ્ઞાનાંધ પ્રાણીઓના અંતરૂચક્ષુ ઉઘાડાય, પણ જ્ઞાનની પરિપક્વ અવસ્થારૂપ પરિણતિ મેળવી હેય પદાર્થોને છોડવાની વૃત્તિનું અમલી સ્વરૂપ ન મેળવી શકાય, ત્યાં સુધી ભડભડતા દાવાનલમાં સપડાયેલ સાધનવિહીન પંગુની જેમ વધુ માનસિક વ્યાક્ષેપોના દુઃખદાયી વાતાવરણમાં ગુંગળાઈ મરવું પડે છે, એટલે તેને પણ 'ज्ञानस्य फलं विरतिः સૂત્ર મુજબ જ્ઞાનની પરમોચ્ચ ભૂમિકારૂપ સન્માર્ગ–પ્રવૃત્તિ-રૂપ **ચારિત્ર**ની ભૂમિકાએ આવ્યે જ **જ્ઞાન**ની સફળતા હસ્તગત થાય છે.

આ દષ્ટિએ આ સાધન-ત્રિપુટીમાં સર્વોચ્ચ કક્ષાએ જીવનની યથાર્થપણે કૃતાર્થતા સમ્યક્ચારિત્રને વિશુદ્ધ રીતે મેળવવા અને પાળવામાં સમાયેલી છે.

માટે જ વિશુદ્ધાશયવાળા મહાપુરુષોએ "आयारे मुक्खमग्गे" નું સૂત્ર પોકારી જીવનમાં ઉચ્ચ તત્ત્વોના શિક્ષણાત્મક જ્ઞાનને પણ મેળવવાની ઝંખના કરતાં તેવા ઉચ્ચ પરમસુભગ તત્ત્વોથી જીવનનું સર્વશ્રેષ્ઠ ઘડતર કરવાનું જ શ્રેષ્ઠ ઠરાવ્યું-માન્યું છે.

એટલે માદક અને સાનભાન ભૂલાવે તેવી પૌદ્ગલિક મોહકતાથી ભરેલ જગતની પ્રચંડ મોહ-માયાના સર્વ સાધનોને કપડાપર લાગેલ તણખલાની જેમ ફગાવી, પરમસ્નેહી સગાંસંબંધીઓનાં છાતીફાટ રુદનને પણ અવગણી, આત્મકલ્યાણની ઉચ્ચ સાધનાના એકાંત લક્ષ્યથી કાર્ય સિદ્ધિના દઢ નિર્ધારથી ભેખ ધારણ કરી સર્વવિરતિના ઉજ્જ્વલ પંથે વિહરવાના દઢ સંકલ્પપૂર્વક પરમ હિતકર પ્રભુશાસનની આરાધનાદ્વારા જીવનની વિશુદ્ધ સાધનામાં રત પૂજ્ય સાધુ-સાધ્વી ભગવંતોને ઉદ્દેશી, ધર્મ-સ્નેહમયી સાધર્મિકના સંબંધે; તેવા પ્રકારના વિષમ વાતાવરણ કે યોગ્ય સાધુ-જીવનના લક્ષ્યને સમજાવનાર ઘડતરના અભાવે શિથિલ થયેલી સંયમ ભાવનાને ઉત્તેજક અને વિવેકના દીપને પોષક ભાવનાઓ, હિતશિક્ષાઓ પરમોચ્ચ જીવન ઘડનારા આદર્શ સૂત્રો વગેરે ઉપયોગી સામગ્રી પૂજ્યતમ શ્રમણ સંસ્થાની પુનિત સેવામાં આ લઘુ પુસ્તિકારૂપે ઉપસ્થિત કરું છું.

આમાંથી સહુ હંસ-ક્ષીરન્યાયે પોતાના જીવનની નિર્મળતા કરવાના ધ્યેયથી યોગ્ય સદુપયોગ કરી પોતાનું ચિરકાળ સ્થાપિત મંદતેજ બનેલું ગૌરવ પુનઃ જાજ્વલ્યમાન બનાવે **એ શુભેચ્છાથીજ આ પુનિત સંગ્રહ કરેલ છે.**

વળી આ સંગ્રહ **સમ્યક્ચારિત્રની** આદર્શ ભાવના અને આસેવનાને વૃદ્ધિંગત કરવાની વિચારણાથી જ યોજેલ છે, છતાં તેમાં અવાંતર-કારણભૂત **સમ્યગ્દર્શન** અને **સમ્યગ્જ્ઞાનનું** પોષણ જરૂરી હોઇ આ સંગ્રહને **સમ્યગ્-દર્શન, સમ્યગ્જ્ઞાન** અને **સમ્યક્ચારિત્રરૂપ** ત્રણ વિભાગમાં વહેંચી દીધેલ છે.

એટલે પ્રથમ **સમ્યગ્દર્શન વિભાગમાં** આત્માના પ્રોજ્જ્વલ ગુણોના પરિચયને કરાવનાર જીવનને વિશુદ્ધ બનાવવાના અંતિમ લક્ષ્યરૂપ સંયમ-ચારિત્રની નિર્મલતર આરાધના માટે પ્રોત્સાહક, તથા શુદ્ધાત્મસ્વરૂપની ઝાંખી કરાવે તેવા પ્રાચીન મહર્ષિઓના સુંદર **સુવચનો**, હિતશિક્ષાધાયક **ઉપદેશો**, તેમજ જીવનના ઘડતરમાં પ્રવીણ મહાપુરુષોએ સ્વાનુભવથી ઘડેલાં ટૂંકા પણ ઉદાત્ત **જીવનસૂત્રો** આદિનો સમાવેશ કર્યો છે.

બીજા **સમ્યગજ્ઞાન વિભાગમાં** પ્રવૃત્તિ માત્રની સફલતાના માપક-યંત્રસ્વરૂપ આત્મસ્વરૂપાવગાહી લક્ષ્યને વધુ કેન્દ્રિત કરનાર શાસ્ત્રોના અવગાહનને પદ્ધતિસર સંગતિપૂર્વક સફલ કરનાર અને સાધુજીવનને અત્યાવશ્યક સુપ્રિજ્ઞાનના વિવેચક અને, પ્રશસ્ત જ્ઞાનના અનેક વિભિન્ન અંગોના ટૂંકા પણ મુદ્દાસરના વિવેચનપૂર્વક સમાવેશ કર્યો છે.

ત્રીજા સમ્યક્ચારિત્ર વિભાગમાં લડાઇના મેદાનમાં ભીષણ શસ્ત્રોની સાહમારીમાંથી પોતાની જાતને સાવચેતીપૂર્વક બચાવી દુશ્મનને ઠાર કરવાની પ્રત્યેક યોદ્ધાને મેળવવી જોઇતી તાલીમની જેમ મોહ રાજાના પ્રચંડ સામ્રાજ્યમાં અનાદિકાલની સંસ્કાર વાસનાઓના ભીષણ ઘર્ષણમાં પોતાના અમૂલ્ય ધનની પૂર્ણ સાવચેતીપૂર્વક અંતરંગ શત્રુઓનો સામનો કરવા માટે યોગ્ય જયણાપૂર્વકની પ્રત્યેક પ્રવૃત્તિ આચરવારૂપની તાલીમ લેવા માટેની વિધિ-પધ્ધતિપૂર્વકની યોગ્ય શિક્ષાઓનો સમાવેશ કરેલ છે.

## સંયમીને દીવાદાંડી

सुट्ठुवि उज्जममाणं, पंचेव करिंति रित्तयं समणं ।
अप्पत्थुई परनिंदा, जिब्भोवत्था कसाया य ॥

ઉપદેશમાલા ગા. ૭૨

સમ્યક્પ્રકારે શાસ્ત્રાનુસાર સંયમાદિમાં પ્રવર્ત્તતા પણ મુમુક્ષુને જાણ્યે-અજાણ્યે પણ નીચેની પાંચ ચીજો આરાધના માર્ગથી ભ્રષ્ટ કરી તેની પ્રવૃત્તિમાં શૂન્યતા-નિઃસારતા લાવી મૂકે છે.

| | |
|---|---|
| ૧ આત્મપ્રશંસા | ૪ ઉપસ્થ [વિષોદય] |
| ૨ પરનિંદા | ૫ કષાય |
| ૩ જિહ્વા (રસલાલસા, દુર્વચન) | માટે આ પાંચેના વિષમ પંજાથી સાવધ રહેવું |

# આરાધનાનો પ્રાણ

પ્રાણ વિનાના રૂપાળા દેહની જેમ લક્ષ્યના સ્પષ્ટ અને યથાર્થ ભાન વિના મુક્તિ માર્ગની આરાધના લગભગ નિષ્ફલ જાય છે.

તેથી જે મોહના સંસ્કારો વિવિધ કર્મની ઉપાધિદ્વારા જીવનને નષ્ટ-ભ્રષ્ટ કરી રહેલ છે, તેને હઠાવવાના દૃઢ નિર્ધારરૂપ આરાધક ભાવની કેલવણી સંયમી જીવનમાં ચૈતન્ય લાવી ઉત્તરોત્તર "आणाए धम्मो" સૂત્રના આધારે સ્વચ્છંદ વૃત્તિ અને પોતાના વિચારોના આગ્રહને હઠાવવા રૂપનો સાચો સમર્પણ ભાવ ઉપજાવે છે.

॥ श्री शंखेश्वरपार्श्वनाथाय नमः ॥

॥ सम्मदंसणं मूलं धम्मदुमस्स ॥

# સમ્યગ્દર્શન વિભાગ

"अण्णे पुग्गलभावा, अण्णो एगो य नाणमित्तोऽहं ।
सुद्धो एस वियप्पो, अवियप्पसमाहिसंजणओ ॥
एयं परमं णाणं, परमो धम्मो इमो चिय पसिद्धो ।
एयं परमरहस्सं, णिच्छयसुद्धं जिणा बिंति ॥"

ઉપા૦ શ્રી યશોવિજયજી મહારાજ
(ધર્મપરીક્ષા ગ્રંથ ગા. ૧૦૩, ૧૦૪)

ભાવાર્થ:—"પૌદ્ગલિક ભાવોના સ્વરૂપ કરતાં મારું જ્ઞાનમય સ્વરૂપ ભિન્ન છે, મારે ને આ જગતના પદાર્થોને કશો સંબંધ નથી" આવો નયસાપેક્ષ વિચાર પરિણામે નિર્વિકલ્પ સમાધિ ઉત્પન્ન કરે છે, આ જ શ્રેષ્ઠ જ્ઞાન છે, શ્રેષ્ઠ ધર્મ છે અને નિશ્ચયનયની દૃષ્ટિથી શુદ્ધ રહસ્ય પણ તીર્થંકર પ્રભુઓએ આ જ કહ્યું છે.

# સમ્યગ્ દર્શનની મહત્તા

જગતમાં દેખાય છે કે-પ્રવૃત્તિનું લક્ષ્ય કે પ્રયોજન ચોક્કસ કર્યા વિના કોઇપણ પ્રાણી પ્રવર્ત્તતો નથી, છતાં પ્રવૃત્તિની સફળતાનો આધાર લક્ષ્યની સાચા સ્વરૂપમાં કરેલી ચોક્કસાઇ પર છે.

તેથી જ્ઞાન-દર્શન-ચારિત્રાદિ ગુણોના વિકાસ સ્વરૂપે આત્મકલ્યાણ સાધવા ઇચ્છતા મુમુક્ષુ આત્માએ પણ પોતાની સંયમાદિ પ્રવૃત્તિના ધ્યેયનું સ્પષ્ટ દર્શન કરવું જરૂરી છે.

માટે આ વિભાગમાં—

સંયમની પ્રવૃત્તિમાં પ્રવર્ત્તતા ભવ્યાત્માઓ ને આરાધકભાવને વધુ નિર્મલ કરવા જરૂરી આત્મા તથા તેના સ્વરૂપને ઓલખાવનારા, વિવેકજ્ઞાનદ્વારા અનાદિકાલીન પૌદ્ગલિક રમણતાને દૂર કરનારા અને વાસ્તવિક આરાધક ભાવની જાગૃતિ કરનારા પ્રેરણાત્મક, સદુપદેશગર્ભિત વિવિધ ભાવનાઓ, મહાપુરૂષોના અનુભવસત્ય સુવચનો, આત્મલક્ષી હિતકર શિક્ષાઓ વગેરેનો સંગ્રહ કર્યો છે.

જે વાંચી-વિચારી વિવેકી પુણ્યાત્માઓએ પોતાની સંયમ પ્રવૃત્તિમાં અધ્યવસાયોની નિર્મલતા, દૃષ્ટિશુદ્ધિ અને લક્ષ્યની ચોક્કસાઈ પૂર્વક આગળ વધાય તો પરિણામે જ્ઞાની ભગવંતોના વચનાનુસારી જીવનનું ઘડતર કરવા માટે જરૂરી ગુરૂનિશ્રા-સમર્પણ ભાવ સહજ રીતે કેળવી શકાય.



શ્રી

# નમસ્કાર મહામંત્ર

## સ્મરણ

卐

સંયમ માર્ગે આન્તરિક ભાવોલ્લાસ પૂર્વક વધવા ઈચ્છનાર સાધુ-સાધ્વીએ નિદ્રામાંથી જાગૃત થતાંજ ચૌદ પૂર્વના સારરૂપ શ્રીનવકાર મહામંત્રનું નિર્મલ ચિત્તે સ્મરણ કરવું. પછી ભાવ શુદ્ધિ અને અધ્યવસાયોની નિર્મલતા વધુ સારી કેળવવા માટે નીચેના શ્લોકો અને ભાવનાઓનું એકાગ્ર ચિત્તે ચિંતન કરવું; અને વ્યવસ્થિત જાપ કરી પંચ પરમેષ્ટી પ્રતિ કૃતજ્ઞતા પૂર્ણ ભક્તિરાગ જગાવવો.

જેથી આરાધનામાં આગળ વધવા માટે જરૂરી ભાવોલ્લાસ પંચપરમેષ્ટીઓના નમન-સ્મરણાદિથી થતા મોહનીય કર્મના હ્રાસથી મેળવી શકાય.

## श्री नमस्कार महामंत्र महिमा

हरइ दुहं कुणइ सुहं, जणए जसं सोसए भवसमुद्दं ।
इहलोइय–पारलोइय–सुहाण मूलं णमुक्कारो ॥ १ ॥

શ્રી નમસ્કાર મહામંત્ર દુઃખને હરે છે, સુખને કરે છે, યશને ઉત્પન્ન કરે છે, ભવસમુદ્રને શોષવે છે, તથા આ નમસ્કાર મહામંત્ર આ લોક અને પરલોકના સઘળા સુખોનું મૂળ છે.

जिण–सासणस्स सारो, चउद्दस–पुव्वाण जो समुद्धारो ।
णवकारो जस्स मणे, संसारो तस्स किं कुणइ ? ॥२॥

શ્રી નવકાર મંત્ર એ જિનશાસનનો સાર છે, ચૌદ પૂર્વનો સમ્યગ્ ઉદ્ધાર છે, તે શ્રી નવકારમંત્ર જેના મનને વિષે સ્થિર છે, તેને સંસાર શું કરે ? અર્થાત્ કાંઇ પણ કરવા સમર્થ નથી.

सेयाणं परं सेयं, मंगल्लाणं च परम–मंगल्लं ।
पुण्णाणं परमपुण्णं, फलं फलाणं परमरम्मं ॥३॥

શ્રી નવકારમંત્ર એ સર્વ શ્રેયોમાં પરમશ્રેય છે, સર્વ માંગલિકને વિષે પરમ માંગલિક છે. સર્વ પુણ્યોને વિષે પરમપુણ્ય છે અને સર્વ ફલોને વિષે પરમ રમ્ય ફળ છે,

एसो जणओ जणणी य, एस एसो अकारणो बंधू ।
एसो मित्तं एसो, परमुवयारी णमुक्कारो ॥४॥

આ નવકાર એ પિતા છે, આ નવકાર એ માતા છે, આ નવકાર એ અકારણ બન્ધુ છે અને આ નવકાર એ પરમોપકારી મિત્ર છે.

धण्णोऽहं जेण मए, अणोरपारम्मि भवसमुद्दम्मि ।
पंचण्ह णमुक्कारो, अचिंत-चिंतामणी पत्तो ॥५॥

હું ધન્ય છું! કે મને અનાદિ અનંત ભવસમુદ્રમાં અચિન્ત્ય ચિંતામણિ જેવો પંચ પરમેષ્ઠિઓનો નમસ્કાર પ્રાપ્ત થયો.

थंभेइ जलं जलणं, चिंतियमित्तो वि पंचणमुक्कारो ।
अरि-मारि-चोर-राउल-घोरु-वसग्गं पणासेइ ॥६॥

પંચ નવકાર ચિંતવવા માત્રથી પણ જલ અને અગ્નિ ને થંભાવી દે છે, તથા શત્રુ, મરકી, ચોર અને રાજાઓના ઘોર ઉપસર્ગોનો અત્યંત નાશ કરે છે.

णवकाराओ अन्नो, सारो मंतो ण अत्थि तियलोए ।
तम्हा हु अणुदिणं चिय, पढियव्वो परम भत्तीए ॥७॥

ત્રણ લોકમાં નવકારથી અન્ય કોઈ સારો મંત્ર નથી, માટે તેને પ્રતિદિન પરમ ભક્તિથી ભણવો જોઈએ.

णवकार इक्क अक्खर, पावं फेडेइ सत्तअयराणं ।
पण्णासं च पएणं, सागर पणसय समग्गेणं ॥८॥

શ્રી નવકાર મંત્રનો એક અક્ષર સાત સાગરોપમના પાપ નાશ કરે છે. શ્રી નવકાર મંત્રના એક પદ વડે પચાસ સાગરોપમના પાપ નાશ પામે છે અને

## મોક્ષમાર્ગનો ભોમિયો

"અડસઠ અક્ષરોના પરિમાણવાળો શ્રીનવકાર મહામંત્ર જૈનશાસનમાં સર્વોત્તમ મંગલરૂપ અને પ્રાણી માત્રને સાચા સુખના પંથે લઈ જનાર કુશલ ભોમિયો છે"

અશુભ કરમ કો હરણ કુ, મંત્ર બડો નવકાર,
વાણી દ્વાદશ અંગ મેં, દેખ લીઓ તત્ત્વ સાર. ૯

* * * *

શુભ માનસ માનસ કરી, ધ્યાન અમૃત રસ રેલિ,
નવદલ શ્રી નવકાર પય, કરી કમલાસન કેલિ. ૧૦

* * * *

પાતક પંક પખાલીને, કરી સંવરની પાળ,
પરમહંસ પદવી ભજો, છોડી સકલ જંજાલ. ૧૧

* * * *

નમસ્કાર મહામંત્રને, રટતાં આતમ શુભરસ જાગે,
દિનભરની શુભ કરણી માંહે, જયસુખ ડંકા વાગે. ૧૨

# શ્રી નમસ્કાર મહામંત્રની ઉત્તમતા

* "પરમેષ્ઠી નમસ્કાર" એ ગુણરાગનું પ્રતીક છે, એનાથી ગુણરાગ ન હોય તો જાગે છે, અને હોય તો વધે છે.

* અંતરાત્મ ભાવને લાવનાર, તેને ટકાવનાર, વધારનાર અને છેવટે પરમાત્મ ભાવ સુધી પહોંચાડનાર "પરમેષ્ઠી નમસ્કાર" છે.

* તેથી માર્ગાનુસારીની ભૂમિકાથી માંડી સર્વ સમ્યગ્દષ્ટિ, દેશવિરતિધર અને સર્વવિરતિધર જીવોનું "પરમેષ્ઠી નમસ્કાર" એ પરમ આવશ્યક કર્તવ્ય થઇ પડે છે.

श्री नमस्कार महामन्त्रः

॥ णमो अरिहंताणं ॥

॥ णमो सिद्धाणं ॥

॥ णमो आयरियाणं ॥

॥ णमो उवज्झायाणं ॥

॥ णमो लोए सव्वसाहूणं ॥

॥ एसो पंचणमुक्कारो,

सव्वपावप्पणासणो ।

मंगलाणं च सव्वेसिं,

पढमं हवइ मंगलं ॥

## આરાધક જીવ ભાવના.

મૈત્રી ભાવનું પવિત્ર ઝરણું, મુજ હૈયામાં વહ્યા કરે,
શુભ થાઓ આ સકલ વિશ્વનું, એવી ભાવના નિત્ય રહે. ૧
ગુણથી ભરેલા ગુણીજન દેખી, હૈયું મારૂં નૃત્ય કરે,
એ સંતોના ચરણકમલમાં, મુજ જીવનનું અર્ધ્ય ધરે. ૨
દીન ક્ષીણ ને ધર્મ વિહોણા, દેખી દિલમાં દર્દ રહે,
કરૂણા ભીની આંખોમાંથી, અશ્રુનો શુભ સ્રોત વહે. ૩
માર્ગ ભુલેલા જીવન પથિકને, માર્ગ ચિંધવા ઉભો રહું,
કરે ઉપેક્ષા એ માર્ગની, તોયે સમતા ચિત્ત ધરૂ. ૪

* * * *

નિર્મલ મૈત્રી ભાવથી, ભરપૂર હે ભગવંત !,
મુદિત ભાવ ઉદિત થયો, પૂર્ણ કલા એ સંત. ૧
નિર્મલ કરૂણાનો ઝરો, ચૌદ રાજ રેલાય,
તાસ પ્રભાવે હે પ્રભુ !, જગજીવ દુઃખ ધોવાય, ૨
મધ્યસ્થ દૃષ્ટિ છે આપની, પક્ષપાત નહીં લેશ,
ધર્મ બીજ છો હે પ્રભુ !; યોગ સ્વરૂપ સવિશેષ. ૩
એવા શ્રી વીતરાગને, ત્રિકરણ – યોગે આજ,
વંદન કરૂં હું ભાવથી, જય જય શ્રી જિનરાજ. ૪

* * * *

સર્વ વિશ્વમાં શાન્તિ પ્રગટો ! થાઓ સૌ કોનું કલ્યાણ !
સર્વલોકમાં સત્ય પ્રકાશો ! દિલમાં પ્રગટો શ્રી ભગવાન ! ૧
શાન્તિ તુષ્ટિ પુષ્ટિ પામો ! જીવો પામો મંગળ માળ !
આત્મિક ઋદ્ધિ સિદ્ધિ પામો ! પામો સદ્દપદ નિરવાણ ! ૨





## —: આદર્શ ભાવના :—

પ્રત્યેક મુમુક્ષુ સાધુ–સાધ્વીએ જીવનની સાધનાનું અપૂર્વ સાધન અને પરભવના અમૂલ્ય હિતસાધક ભાથા સમાન નીચેની ભાવના અવશ્ય ભાવવી જોઇએ.

શાર્દૂલવિક્રીડિત છંદ.

चतुःशरण :—

आप्तोऽष्टादशदोषशून्यजिनपश्चाऽर्हन् सुदेवो मम ।
त्यक्ताऽऽरंभपरिग्रहः सुविहितो वाचंयमः सद्गुरुः ॥
धर्मः केवलिभाषितो वरदयः कल्याणहेतुः पुनः ।
अर्हत्-सिद्ध-सुसाधु-धर्मशरणं भूयात् त्रिशुद्ध्याऽऽभवम् ॥

ભાવાર્થ :– રાગદ્વેષાદિ અઢાર દોષોથી રહિત વીતરાગ અરિહંત પરમાત્મા એ જ મારા સુદેવ છે, આરંભ, પરિગ્રહ અને મોહ–માયાથી સર્વથા વિમુક્ત, સાધુતાના આદર્શ પ્રતિમૂર્તિસ્વરૂપ સુવિહિત

ભાવાર્થ:—અરિહંત પરમાત્મા, શ્રીસિદ્ધ ભગવાન્, આચાર્ય, ઉપાધ્યાય, સાધુ, શ્રાવક, અવિરત શ્રાવક આદિમાં રહેલ અરિહંતપણું આદિગુણો તથા પ્રભુશાસનની મર્યાદાને અનુસરતા અન્યના માર્ગાનુસારી ગુણો શુભ અનુષ્ઠાનો અને સમ્યગ્જ્ઞાનાદિ વિશિષ્ટ ગુણોની પ્રશસ્ત ત્રિકરણ યોગથી પ્રશંસા કરૂં છું.

क्षमापना-- શાર્દૂલવિક્રીડિત છંદ

संसारेऽत्र मया स्वकर्मवशगा जीवा भ्रमन्तोऽखिला: ।
क्षाम्यन्ते क्षमिता क्षमन्तु मयि ते केनापि सार्द्धं मम ॥
वैरं नास्ति च मैत्रीताऽस्ति सुखदा जीवेषु सर्वेषु मे ।
यद् दुश्चिंतितभाषितप्रविहितं मिथ्याऽस्तु तद् दुष्कृतम् ॥

ભાવાર્થ:—આ સંસારમાં પોતપોતાના શુભાશુભ કર્મના વિપાકવશ ભટકતા બધા જીવોને હું ખમાવું છું! ખમાવેલા તેઓ પણ મને માફ કરે, **મારે કોઇની સાથે વૈરભાવ નથી !!!**

**સહુ જીવો સાથે સુંદર મૈત્રીભાવ ધારું છું! અને જે કંઇ સંસારી જીવો વિષે કર્મવશ અશુભ સંકલ્પ, વચન, ચેષ્ટાદિ પ્રયોજ્યા હોય તે બધાયનું સાચા ભાવથી મિથ્યા દુષ્કૃત દઉં છું !!!**

अपूर्व भावना— શાર્દૂલવિક્રીડિત છંદ

तच्चायास्यति ? मे कदा दिनमहं यत्पालयिष्येऽमलम् ।
चारित्रं जिनशासनं गत(नस्थित)मुनेर्मार्गे चरिष्याम्यहम् ॥
मुक्तो जन्म–जराऽऽदिदुःख–निवहात्संवेगनिर्वेदता–
प्तोक्तास्तिक्य–दयालुता–प्रशमतां धर्ता भविष्याम्यहम् ॥

શાર્દૂલવિક્રીડિત છંદ.

प्रभुवाणीमहिमा—

नीरन्ध्रे भवकानने परिगलत्पञ्चाश्रवाम्भोधरे,
नानाकर्मलतावितानगहने मोहान्धकारोद्धुरे ।
भ्रान्तानामिह देहिनां हितकृते कारुण्यपुण्यात्मभि-
स्तीर्थेशैः प्रथिताः सुधारसकिरो रम्या गिरः पान्तु वः ॥

જ્યાં ચારે બાજુથી સંસારની વૃદ્ધિ કરનારા હિંસાદિ પાંચે આશ્રવોરૂપ મેઘ નિરંતર વરસી રહેલ છે. તથા જે વિવિધ પ્રકારના કર્મોરૂપ લતાઓના સમૂહથી જટિલ-દુઃસંચાર, અને મોહના ગાઢ અંધકારથી વ્યાપ્ત છે, આવા અતિભીષણ ગાઢ સંસારરૂપ જંગલમાં ભૂલા-ભટકેલા અજ્ઞાન-મૂઢ પ્રાણીઓને એકાંત કરૂણાની બુદ્ધિથી કહેવાયેલી અને તેઓના હિતને કરનારી અમૃત સમાન મધુર એવી શ્રી તીર્થંકર પ્રભુઓની વાણી તમારું રક્ષણ કરો.

આ કાવ્યમાં—

ભવરૂપ જંગલ,
તે પણ ગાઢ,
વળી તેના મૂળને વધુ સિંચી વૃદ્ધિ
કરનારા પાંચ આશ્રવરૂપ મેઘોનો
નિરંતર વરસાદ,

તથા અનેક કર્મરૂપ વિચિત્ર જટિલ લતાઓના
સમૂહથી દુઃશક્ય સંચરણ,
અને ગાઢ મોહનો અંધકાર,
-વગેરે દર્શાવી-

જગતના પદાર્થોના સંચય માટે અહર્નિશ ઉદ્યત રહે છે, ત્યાં સમજવાની જરૂર છે કે–

"આયુષ્ય તો પવનના ઝકોરાથી ચંચલ બનેલ તરંગની જેમ **અસ્થિર** છે.

**સંપદાઓ આપદાઓથી ઘેરાએલી જ હોય છે,**

ઇન્દ્રિયોના સુંદર લાગતા વિષયો પણ સંધ્યાકાલના રંગ–બેરંગી વાદળાંની જેમ **અસ્થિર** છે.

અને મિત્ર–કુટુંબપરિવારના સંગમનું સુખ સ્વપ્નસૃષ્ટિ કે ઇન્દ્રજાળની જેમ માત્ર **આભાસિક** જ છે."

**માટે હે મૂઢ! તું વિચાર તો કર! કે જગતમાં એવો કયો પદાર્થ છે? કે જે સજ્જનો–વિવેકીઓને વાસ્તવિક આનંદ દેનારો હોય.!**

**संसारस्वरूप—** ( શિખરિણી છંદ )

इतो लोभः क्षोभं जनयति दुरन्तो दव इवो–
ल्लसँल्लाभाम्भोभिः कथमपि न शक्यः शमयितुम् ।
इतस्तृष्णाक्षाणां तुदति मृगतृष्णेव विफला ।
कथं स्वस्थैः स्थेयं? विविधभयभीमे भववने ॥५॥

**સંસારની મોહમાયા કેવી વિચિત્ર છે !**

આ બાજુ સળગતા દાવાનલની જેમ વિષમ લોભરૂપ અગ્નિ કથમપિ પુણ્યબળે મળી આવતા જગતના પદાર્થોના લાભરૂપ પાણીથી શાંત થતો નથી, પણ "लाहा लोहो पवड्ढइ"ની કહેવત મુજબ વધતો જાય છે.

णो विसयस्सेसणं चरे
મુમુક્ષુએ વિષયોની ઝંખના ન કરવી.

—તરતજ મૃત્યુની સહચરી જરા રાક્ષસી આવીને
પોતાના પંજામાં તે પ્રાણીને સપડાવી લે છે !!!
અહાહા ! જગતમાં સુખ માટે તલસતા
પ્રાણીને સુખ મળવાની સંભાવના જ ક્યાં છે ?

(સ્વાગતા છંદ)

एकत्व भावना—

एक एव भगवानयमात्मा, ज्ञानदर्शनतरङ्गसरङ्गः ।
सर्वमन्यदुपकल्पितमेतद्, व्याकुलीकरणमेव ममत्वम् ॥

આ મારો આત્મા જ્ઞાન અને દર્શનના વિવિધ
પર્યાયોથી શોભતો શુદ્ધ સ્વરૂપી એકલો જ છે !
બાકી બધા આ જગતમાં જણાતા સુખના સાધન-
રૂપ મોહ માયાના પદાર્થો કલ્પનામાત્ર છે !!
એમાં મમત્વ કરવું તે કેવલ ધૂમાડાને બાચકા
ભરવા જેવું છે !!!

(અનુષ્ટુપ્ છંદ)

अन्यत्व भावना—

परः प्रविष्टः कुरुते विनाशम्,
लोकोक्तिरेषा न मृषेति मन्ये ।
निर्विश्य कर्माणुभिरस्य किं किम् ?
ज्ञानात्मनो नो समपादि कष्टम् ॥९॥

જગતમાં કહેવાય છે કે—પારકો માણસ
ઘરનો ભેદ જાણી જાય તો છેવટે તે આપણો
વિનાશ જ કરે, આ વાત કંઈ ખોટી નથી,
જુઓને !!! જ્ઞાનસ્વરૂપ ચિદાનંદમય આત્માને
પર—પુદ્ગલસ્વરૂપ કર્મના અણુઓએ શું શું કષ્ટ
નથી આપ્યું ?

જે શરીરની સોબત પામીને સુંદર અને પવિત્ર લેખાતા જગતના ઉત્તમ કસ્તુરી, ચંદન, મિષ્ટાન્ન, નવાં કપડાં, ઘરેણાં, ફુલની માળા વગેરે પદાર્થો અપવિત્ર-અસ્પૃશ્ય-જુગુપ્સાજનક નિવડે છે.

આવી **અપવિત્રતાના ખજાનારૂપ શરીરની શુદ્ધિ કરવા-થવાનો સંકલ્પ પણ ખરેખર! પોતાની ભયંકર અજ્ઞાનતાનું પ્રદર્શન કરે છે !!!**

(ભુજંગપ્રયાત છંદ)

आश्रवस्वरूप—

यथा सर्वतो निर्झरैरापतद्भिः,
प्रपूर्येत सद्यः पयोभिस्तटाकः ।
तथैवाश्रवैः कर्मभिः सम्भृतोऽङ्गी,
भवेद्व्याकुलश्चञ्चलः पङ्किलश्च ॥१३॥

જેમ તલાવમાં ચારે બાજુ ઝરણાં ચાલુ હોય તે તુરત પાણીથી તલાવ ભરાઇ જાય છે, તેમ હિંસાિ આશ્રવોદ્વારા કર્મરૂપ પાણીથી જીવાત્મા વ્યાકુલ, ચંચળ અને મલિન થાય છે.

(શાર્દૂલવિક્રીડિત છંદ)

आश्रवविवेक—

यावत्किंचिदिवानुभूय तरसा कर्मेह निर्जीर्यते,
तावच्चाश्रवशत्रवोऽनुसमयं सिञ्चन्ति भूयोऽपि तत् ।
हा ! कष्टं कथमाश्रवप्रतिभटाः शक्या निरोद्धुं मया,
संसारादतिभीषणान्मम हहा ! मुक्तिः कथं भाविनी ? ॥१४॥

અરે રે ! દુઃખની વાત છે કે-હું કંઇક કર્મોના ભારને ભોગવીને હળવો કરું છું, તેટલામાં તો આશ્રવરૂપ

क्रोधं क्षान्त्या मार्दवेनाभिमानम्,
हन्या माया मार्जवेनोज्ज्वलेन ।
लोभं वारांराशिं रौद्रं निरुन्ध्याः,
संतोषेण प्रांशुना सेतुनेव ॥ १७ ॥

ક્ષમાથી ક્રોધને, મૃદુતા–નમ્રતાથી માનને, સરલતાથી માયાને અને વિપુલ સંતોષથી લોભનો નિગ્રહ કરવો શ્રેષ્ઠ છે.

गुप्तिभिस्तिसृभिरेवमजय्यान्,
त्रीन् विजित्य तरसाधमयोगान् ।
साधुसंवरपथे प्रयतेथा,
लप्स्यसे हितमनीहितमिद्धम् ॥ १८ ॥

ત્રણ ગુપ્તિઓના શુભ આસેવનથી દુર્જય પણ અશુભ મન–વચન–કાયાને રોકી સુંદર **સંવર**ના માર્ગે પ્રવૃત્ત કરવા ઉદ્યત થા,! જેથી સુંદર હિતકલ્યાણની સંપૂર્ણ પ્રાપ્તિ થાય. !!!

(મંદાક્રાન્તા છંદ)

एवं रुद्धेष्वमलहृदयैराश्रवेष्वाप्तवाक्य-
श्रद्धाचश्वत्सितपटपटुः सुप्रतिष्ठानशाली ।
शुद्धैर्योगैर्जवनपवनैः प्रेरितो जीवपोतः,
स्रोतस्तीर्त्वा भवजलनिधेर्याति निर्वाणपुर्याम् ॥१९॥

ઉપર મુજબ નિર્મલ હૃદયપૂર્વક સંપૂર્ણ આશ્રવોને તે તે પ્રકારોથી રોકી રહેલ શ્રદ્ધારૂપ સઢવાળા, જિનોક્ત તત્ત્વને અનુસરવારૂપ સુકાનથી શોભતા, અને મન,

चार भावना—　　　(ઉપજાતિ છંદ)

मैत्री परेषां हितचिंतनं यद्, भवेत्प्रमोदो गुणपक्षपातः ।
कारुण्यमार्त्तांगिरूजां जिहीर्षे-त्युपेक्षणं दुष्टधियामुपेक्षा ॥

પ્રાણી માત્રના હિતનું ચિંતન કરવારૂપ **મૈત્રીભાવના.**

ગુણો-ગુણીજનો તરફ આદરબુદ્ધિરૂપ **પ્રમોદભાવના.**

દુઃખથી પીડિત પ્રાણીઓના દુઃખને દૂર કરવાની પ્રવૃત્તિસ્વરૂપ **કરુણાભાવના.**

ઉપદેશ હિતશિક્ષાદિથી ન સમજે તેવા દુર્બુદ્ધિ લોકો તરફ ઉપેક્ષારૂપ **માધ્યસ્થ્ય ભાવના.**

આ ચારે ભાવનાઓના સતત-ચિંતનથી અનુપમ ધર્મ-રસાયન મેળવી જીવનશુદ્ધિ કરવા પ્રયત્નશીલ થવું જરૂરી છે.

अनुपम भावना—　　　(ઇંદ્રવજ્રા છંદ)

या रागरोषादिरुजो जनानाम्,
शाम्यन्तु ! वाक्कायमनोद्रुहस्ताः ।
सर्वेऽप्युदासीनरसं रसन्तु !!
सर्वत्र सर्वे सुखिनो भवन्तु !!! ॥२३॥

**પ્રાણી માત્રની રાગ-દ્વેષાદિની ધાંધલ દૂર થાઓ !!!**

**મન, વચન, કાયાની અશુભ ધાંધલ-ધમાલ શાંત થાઓ !!!**

**બધાય પ્રાણીઓ મધ્યસ્થ ભાવરૂપ અમૃતના આસ્વાદને પામો !!!**

**જગતના સહુ જીવો સર્વથા સુખી બનો !!!**

निर्ग्रन्थास्तेऽपि धन्या गिरिगहनगुहागह्वरान्तर्निविष्टाः,
धर्मध्यानावधानाः समरससुहिताः पक्षमासोपवासाः।
येऽन्येऽपि ज्ञानवन्तः श्रुतविततधियो दत्तधर्मोपदेशाः,
शान्ता दान्ता जिताक्षा जगति जिनपतेःशासनं भासयन्ति॥

પર્વતની ગહન એકાંત ગુફાઓમાં વસી ધર્મધ્યાનમાં દત્તચિત્ત, સમભાવથી તરબોળ થયેલા, પંદર કે મહિનાના ઉપવાસની તપસ્યા કરનારા અને પરમોચ્ચ સંયમી જીવનને સાધતા **મુનિવરો ધન્ય છે !!!**

બીજા પણ જે કોઇ જ્ઞાની, શાસ્ત્રોના પારગામી, વિવિધ ધર્મોના ઉપદેશો દઇ જગત્‌નું એકાંત ભલું કરવામાં તત્પર શાંત, દાંત, જિતેન્દ્રિય મુનિઓ પ્રભુના શાસનને શોભાવે છે, તે **સર્વ ધન્ય છે !!!**

दानं शीलं तपो ये विदधति गृहिणो भावनां भावयन्ति,
धर्मं धन्याश्चतुर्द्धा श्रुतसमुपचितश्रद्धयाराधयन्ति।
साध्व्यः श्राद्धयश्च धन्याः श्रुतविशदधिया शीलमुद्भावयन्त्य-
स्तान् सर्वान् मुक्तगर्वाः प्रतिदिनमसकृद् भाग्यभाजःस्तुवन्ति॥

તથા જે પુણ્યાત્મા ગૃહસ્થો નિર્મલ ભાવના પ્રેરક બલથી દાન શીલ તપનું આચરણ કરે છે, વિપુલ ભાવનાઓ ભાવે છે અને શ્રુતજ્ઞાનના સતત શ્રવણ મનનાદિથી પરિપુષ્ટ થયેલી શ્રદ્ધાપૂર્વક ધર્મને વિશુદ્ધિપૂર્વક આરાધે છે

તેમજ જે પુણ્યશાલિની સાધ્વીઓ–શ્રાવિકાઓ સહજ નિર્મલ બુદ્ધિપૂર્વક શીલની પ્રશંસાલાયક વિશુદ્ધ

**સદાચારની કૂંચી પવિત્ર વાતાવરણ છે.**

**જગત્‌ના પ્રાણીઓ ક્ષણભર પણ સ્વસ્થતા કે–સુખશાંતિ ક્યાંથી મેળવે ?**

જન્મ્યા પછી તરતજ ખાવા-પીવાની ચિંતાની ગડમથલમાં વ્યગ્ર બને છે, પછી પરણવાની, કપડાંલત્તાંની, ઘરબારની, ઘરેણાં-ગાંઠાની ચિંતાથી વ્યાકુલ બને છે, પછી બાલ-બચ્ચાં પાળવાની ધમાલમાં તેમજ વિવિધ ઇન્દ્રિયોના પદાર્થો મેળવવાની ધાંધલિયા પ્રવૃત્તિમાં જીવન ગુમાવી દેછે. **આમ જગત્‌ના પ્રાણીઓ ક્ષણવાર પણ જીવનની સાચી શાંતિનો અનુભવ કરી શકતા નથી.**

**संसारनी विषमता—** (શિખરિણી છંદ)

उपायानां लक्षैः कथमपि समासाद्य विभवम्,
भवाभ्यासात्तत्र ध्रुवमिति निबध्नाति हृदयम् ।
अथाकस्मादस्मिन् विकिरति रजः क्रूरहृदयो–
रिपुर्वा रोगो वा भयमुत जरा मृत्युरथवा ॥३०॥

જગત્‌ના પદાર્થોને વિવિધ આયાસપૂર્ણ અનેક પ્રયત્નોના બલે યથાકથંચિત્ મેળવી અનાદિકાલીન અસત્ વાસનાના બલે તે પદાર્થોને શાશ્વત સ્થાયી માનવાની ભ્રામક કલ્પના જ્યાં મૂઢ પ્રાણીઓ કરે છે

ત્યાં તો અકસ્માત્ તેના ઉપભોગમાં અંતરાયરૂપે દુશ્મનરૂપ, રોગ, જરા, મૃત્યુ અગર બીજા કોઇ એવા વિષમ ભયની ઉપસ્થિતિ થાય છે કે—

જેથી મેળવેલા પદાર્થોથી અલ્પ પણ શાંતિ અનુ-વાનો અવસર હસ્તગત થતો નથી !!!

પણ એ તો નક્કી કરી લેવું કે નિરપેક્ષપણે સગવડોનો અમર્યાદિત ઉપયોગ કે શોખના પ્રકારમાં ન ઉતરી જવાય.

વસતિ આદિ ત્રણમાં જરૂર અને સગવડથી આગળ ન વધવું.

* સગવડને પણ ઘટાડવા પ્રયત્ન કરવો.

* જરૂરી વસ્તુના ઉપયોગમાં અનાસક્તિ જરૂર કેળવવી.



## અન્તઃકરણ શુદ્ધિના ઉપાયો

* ખરાબ વાતાવરણથી દૂર રહેવું.
* નિરર્થક વાતો કે વિચારોનો ત્યાગ.
* બીજાનું અહિત કરનારી પ્રવૃત્તિનો સદંતર ત્યાગ.
* બહુ દૂરના ભવિષ્યનો વિચાર ન કરવો.
* કોઇ વસ્તુ, વ્યક્તિ કે પરિસ્થિતિ સંબંધે આપણા દૃષ્ટિકોણને વધુ મહત્ત્વ ન આપવું.
* દરેક પ્રસંગોમાં હકીકત ઉપર પૂરતું લક્ષ્ય આપવું.

"जितं हि केन ?

मनो हि येन जितं !!!"

સમ્યક્ પ્રકારે શાસ્ત્રકારોના હિતકારી વચનોને—
ગુરુમુખે સાંભળ્યા !!! પૂર્ણ શ્રદ્ધાપૂર્વક
સાચા તરીકે સદ્દહ્યા !!! અને પરિણામે
વૈરાગ્યભાવની ઉત્કટતા મેળવી.
સંસારના બંધનો ફગાવી દીક્ષા લીધી,
શાસ્ત્રોનું અવગાહન કર્યું.
વિવિધ તપવડે શરીર સૂકવ્યું

હવે–આત્મ કલ્યાણની સાધનાના અચૂક સાધનરૂપ ધર્મધ્યાન માટે અવસર આવ્યો જાણી તૈયારી કરી. તેટલામાં તો અચાનક આ મોહરાજની ધાડ પડી,! મોહની ઘેલછાએ મને ભ્રમિત કર્યો! અરેરે! **મારા દુર્ભાગ્યની શી વાત કરું? કયાં જઇને પોકાર કરું?**

( શાર્દૂલવિક્રીડિત છંદ )

एकेनापि ( एकस्यापि ) महाव्रतेन ( तस्य )
यतिनः खंडेन भग्नेन ( भङ्गेन ) वा,
दुर्गत्यां पततो न सोऽपि भगवान् ईष्टे स्वयं रक्षितुम् ।
हत्वा तान्यखिलानि दुष्टमनसो वर्त्तामहे ये वयम्,
तेषां दंण्डपदं भविष्यति कियत्? जानाति तत् केवली ॥२॥

શાસ્ત્રકારોના વચન મુજબ એક પણ મહાવ્રતની દેશથી કે સર્વથી વિરાધના કરવાના પ્રતાપે દુર્ગતિમાં જનારા મુનિને સ્વયં તીર્થંકર ભગવાન્ પણ બચાવવા સમર્થ થતા નથી.

તો પછી પાંચે મહાવ્રતોને વિરાધી નિર્ધ્વંસ પરિ- ણામવાળા જે અમો નિઃશંક થઇને ફરીએ છીએ તો

તેવો તું ક્ષણવાર પણ આત્મસ્વરૂપની પ્રાપ્તિ કે જાણકારી માટે એકાગ્રતાપૂર્વક તૈયાર થાય તો તારું કલ્યાણ થઈ જાય !!! **પણ હાય! તેવી દશા આવતી નથી! શું કરું? કયાં જઈને પોકાર કરું !!!**

ઝવેરીની દુકાને છૂટથી માલ લેવાની સંમતિ મળવા છતાં પ્રમાદાધીન બનેલા જેવી મારી દુર્દશા છે !!!

( શાર્દૂલવિક્રીડિત છંદ )

पाखण्डानि सहस्रशो जगृहिरे ग्रन्था भृशं पेठिरे,
लोभाऽज्ञानवशात्तपांसि वहुधा मूढैश्चिरं तेपिरे ।
क्वापि क्वापि कथंचनाऽपि गुरुभिर्भूत्वा मदो भेजिरे,
कर्मक्लेशविनाशसंभवसुखान्यद्यापि नो लेभिरे ॥५॥

અરેરે! આ જગતના જીવોને રાજી કરવા સારૂ હજારો પાખંડ રચ્યા! ઘણા ગ્રંથો ભણ્યો! લોભ અને અજ્ઞાન દશામાં મૂઢ બની વિવિધ તપસ્યાઓ પણ કરી! કયાંક કયાંક ઉજ્જડ ગામમાં એરંડાની પ્રધાનતા મુજબ ગુરુમહારાજ તરીકે બની મિથ્યા મદ અભિમાન કર્યું !

**છતાં–હજી આ વિષમ કર્મોના વિપાકના બંધનમાંથી મુક્ત થઇ યથાસ્થિત સુખનો ભાગી ન બન્યો !!!**

( સ્રગ્ધરા છંદ )

किं भावी नारकोऽहम् ?किमुत वहुभवी? दूरभव्यो?न भव्यः?
किंवाऽहं कृष्णपक्षी ? किमचरमगुणस्थानके? कर्मदोषात् ।
वह्निज्वालेव शिक्षा, व्रतमपि विषवत् खड्गधारा तपस्या,
स्वाध्यायः कर्णसूची यम इव विषमः संयमो यद्विभाति ॥६॥

( શાર્દૂલવિક્રીડિત છંદ )

अंतर–मत्सरिणां बहिःशमवतां प्रच्छन्न–पापात्मनाम्,
नद्यम्भःकृतशुद्धि–मद्यप–वणिग् दुर्वासनाऽऽशात्मिनाम् ।
पाखंडव्रतधारिणां बकदृशां मिथ्यादृशामीदृशाम्,
बद्धोऽहं धुरि तावदेव चरितैस्तन्मे हहा ! का गतिः ? ॥

ખરેખર ! મારા આચરણો અંદર ઇર્ષ્યા દ્વેષની મહાન્ કાતીલ છુરી રાખી બહારના દેખાવે શાંતમુદ્રા ધારણ કરનાર તથા જગત્માં ધર્મી તરીકેના લેબાશમાં માયા–પ્રપંચપૂર્વક પાપો આસેવનાર, નદીમાં સ્નાન કરી શુદ્ધ થયેલા લાગતા દારૂડિયા અને ગ્રાહકને વિશ્વાસમાં લેવા સદ્વર્તન કરાવનારી વણિગ્વૃત્તિવાળા અને પાંખંડી બકવૃત્તિવાળા ઢોંગી ધુતારાઓના સરદાર જેવા છે !

**અરે રે ! કર્મના કુટિલ બંધનોને તોડનારી આરાધનાના માર્ગે આવવા છતાં ભયંકર પાપો આસેવી પોતાના હાથે પોતાના વિનાશને નોતરનાર મારી શી દશા થશે ?**

( શાર્દૂલવિક્રીડિત છંદ )

येषां दर्शन–वंदन–प्रणमन–स्पर्श–प्रशंसादिना,
मुच्यंते तमसा निशा इव सिते पक्षे प्रजास्तत्क्षणात् ।
तादृक्षा अपि सन्ति केऽपि मुनयस्तेषां नमस्कुर्महे,
संविग्ना वयमाऽऽत्मनिन्दनमिदं कुर्मः पुनर्बोधये ॥ ९ ॥

ઉપર વર્ણવ્યા મુજબ મારી તો સંયમમાં બહુ ( વિપરીત ) પ્રવૃત્તિ છે.



# સંયમબાધક દેહનું મમત્વ ટાળવા

## હિત શિક્ષા

જગત્‌ના પ્રાણીઓને પાપમાં અનિચ્છાએ પણ પ્રવર્તાવનાર કંચન, કામિની, કુટુંબ અને કાયા છે. સંસારનો ત્યાગ કરી સાધુ બનેલા મુમુક્ષુને પ્રથમના ત્રણનો તો લોકલાજે ત્યાગ થઈ જ જાય છે, પણ કાયા તો સાધુપણામાં હોય છે, એટલે ગૃહસ્થાવસ્થામાં મમત્વ-વાસનાના ચાર વિભાગ પડતા અને કંચન, કામિની આદિની ઉપાધિમાં કાયાનું મમત્વ ઉદ્રેક પામતું અટકતું પણ સાધુપણામાં અન્ય સાધનો નહિં હોવાથી-ઉપાધિશૂન્ય જીવનના લીધે વિવેકના અભાવમાં કાયાનું મમત્વ સંયમી જીવનના પ્રતાપે મળી આવતી અનુકૂળ સાધન-સામગ્રીના બળે પ્રાયશઃ વધી જાય છે. તેથી **સહસ્રાવધાની શ્રી મુનિસુંદરસૂરીશ્વરજી મહારાજ** રચિત શ્રી **અધ્યાત્મકલ્પદ્રુમ** ગ્રંથના પાંચમા અધિ-

જણાવાયેલ યોગ્ય હિતશિક્ષા અહીં આપી છે,

દેહખાનાને તું મમત્વપૂર્વક સારું ખવડાવી, સાફસુફ કરવાની ધમાલ મચાવી વધુ દૃઢ બનાવવા માગે છે!

**ધિક્કાર છે તારી અજ્ઞાનદશાને! જરા ચેત !! સમજણપૂર્વક વિચાર કર !!!**

ઉપજાતિ છંદ

चेद्वांञ्छसीदमवितुं परलोकदुःख-
भीत्या ततो न कुरुषे किमु पुण्यमेव ?।
शक्यं न रक्षितुमिदं हि न दुःखभीतिः,
पुण्यं विना क्षयमुपैति वज्रिणोऽपि च ॥३॥

પરલોકના દુઃખની ભીતિથી જો તું શરીરના રક્ષણને ઇચ્છતો હોય તો તું પુણ્ય કેમ વધારતો નથી? કારણ કે પુણ્ય વિના કોઇનું પણ દુઃખ ટળતું નથી; અને આ શરીર ચિરસ્થાયી રહેતું નથી, શક્તિશાલી ઇન્દ્ર પણ આ હકીકતમાં ફેરફાર કરવા અસમર્થ નિવડે છે !!!

વસંતતિલકા છંદ

देहे विमुह्य कुरुषे किमघं न वेत्सि ?,
देहस्थ एव भजसे भवदुःखजालम् ।
लोहाश्रितो हि सहते घनघातमग्नि-
र्बाधा न तेऽस्य च नभोवदनाश्रयत्वे ॥४॥

**હે વિવેકી પ્રાણી! જરા વિચાર તો કર!**

તું શરીરને પાળવા-પોષવા જ વિવિધ પાપો કરે છે, પણ-

તને ખબર નથી કે આ શરીરનો આશ્રય લીધાથી જ

ઉપજાતિ વૃત્ત

यतः शुचीन्यप्यशुचीभवंति,
क्रम्याकुलात्काकशुनादिभक्ष्यात् ।
द्रागभाविनो भस्मतया ततोऽङ्गात्,
मांसादिपिण्डात् स्वहितं गृहाण ॥६॥

**હે મુમુક્ષુ!** જે શરીરની સોબત માત્રથી પવિત્ર ઉત્તમ ગણાતા પણ સારા પદાર્થો અપવિત્ર-વિરૂપ બની જાય છે તેવા-કીડાઓથી ખદબદતા-અધિષ્ઠાતા આત્માની ગેરહાજરીમાં કાગડાં કૂતરાઓની ઉજાણીમાં કામ આવે તેવા-હાડ-માંસના સંચયરૂપ અને પરિણામે ભસ્માવશેષ બનનાર-અપવિત્રતાના ખજાના સ્વરૂપ ક્ષણભંગુર

**અસુચિ આ શરીરથી બને તેટલું તારું આત્મહિત સાધી લે! નાહકની આની સારસંભાળમાં તારું હિત જતું ન કર!! ચેતી જા! મેળવેલી સામગ્રીનો સદુપયોગ કરવા તૈયાર થા!!!**

ઉપજાતિ વૃત્ત

परोपकारोऽस्ति तपो जपो वा,
विनश्वराद्यस्य फलं न देहात् ।
सभाटकादल्पदिनाप्तगेह–
मृत्पिडमूढः फलमश्नुते किम् ? ॥७॥

**હે આત્મન!** અણધાર્યા પ્રસંગે ક્ષણવારમાં નાશ પામનાર આ ક્ષણિક શરીરદ્વારા પરોપકાર, તપ, જપ આદિ ઉત્તમ કાર્ય જો ન સાધી શકીશ!



## અધ્યાત્મકલ્પદ્રુમ ગ્રંથમાં વર્ણવેલા
### શ્રમણ ધર્મની સફલતાના
## સરલ ઉપાયો.

કેટલાક મુમુક્ષુઓ અજ્ઞાનવશ આરાધના માટે વિષમ કાલમાં પૂર્વના પુણ્યબલની હાનિના કારણે દુર્બલ સંહનન ધૃતિવાળા શરીરની પ્રાપ્તિ થવાના ખોટા બ્હાના કાઢી કરવા લાયક યત્નસાધ્ય પણ પ્રવૃત્તિ નથી કરતા, તેવાઓને યોગ્ય હિતશિક્ષા આપી વીર્ય ફોરવવા માટે ઉપયોગી નીચેની શિક્ષા **શ્રી અધ્યાત્મકલ્પદ્રુમના** પંદરમા અધિકારમાંથી અર્થ સાથે આપી છે, જે વાંચી વિચારી યથાશક્તિ આરાધના કરી કલ્યાણ માર્ગે આગળ વધવા પ્રયત્ન કરવો.

ઉપજાતિ છંદ

आवश्यकेष्वातनु ! यत्नमाप्तो-
दितेषु शुद्धेषु तमोऽपहेषु ।
न हन्त्ययुक्तं हि न चाप्यशुद्धं,
वैद्योक्तमप्यौषधमामयान् यत् ॥१॥

જ્ઞાન, દર્શન, ચારિત્રની વિશુદ્ધ આચરણારૂપ યોગની સિદ્ધિ મેળવીને અઢાર હજાર શીલાંગના નિર્મલ વિધિપૂર્વક આચરણ માટે હંમેશા ઉદ્યત બન! તથા શરીરની મમતાને છાંડી આવી પડતા પરિષહ-ઉપસર્ગો સમભાવે સહન કર! તેમજ પાંચ સમિતિ, ત્રણ ગુપ્તિને ઉપયોગ પૂર્વક પાળવા માટે દત્તચિત્ત-સાવધાન થા!

ત્રીજી શિક્ષા-અઢાર હજાર શીલાંગના પાલનમાં ઉદ્યત બનવું.

ચોથી શિક્ષા-પરીષહ ઉપસર્ગો સમભાવે સહવા.

પાંચમી શિક્ષા-પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિને નિરતિચાર પાળવી.

ઉપજાતિ છંદ

स्वाध्याययोगेषु दधस्व यत्नं,
मध्यस्थवृत्त्याऽनुसराऽऽगमार्थान् ।
अगारवो भैक्षमटाविषादी,
हेतौ विशुद्धे वशितेन्द्रियौघः ॥ ४ ॥

જ્ઞાનધ્યાન, સ્વાધ્યાય અને સંયમના શુભ વ્યાપારોમાં જયણાપૂર્વક પ્રયત્ન કર! શાસ્ત્રોક્ત પદાર્થોની મધ્યસ્થભાવે પ્રતિપત્તિ કર. લોલુપતા આદિ પરિહરી, શાસ્ત્રોકત વિશુદ્ધ કારણે ઈન્દ્રિયોના સંયમપૂર્વક ભિક્ષા-ગોચરીમાં પ્રયત્નવાળો થા

છઠ્ઠી શિક્ષા-જ્ઞાન ધ્યાન સ્વાધ્યાયાદિ શુભ વ્યાપારની જ પ્રવૃત્તિ રાખ!

સાતમી શિક્ષા-સર્વજ્ઞોક્ત પદાર્થોમાં સ્વબુદ્ધિ પ્રાધાન્ય ન આપ!

ઉપજાતિ છંદ

कृताकृतं स्वस्य तपोजपादि,
शक्तिरशक्तिः सुकृतेतरे च ।
सदा समीक्षस्व हृदाऽथ साध्ये,
यतस्व हेयं त्यज चान्वयार्थी ॥ ६ ॥

પ્રતિદિન કરાતી ધર્મક્રિયાનો મેળ મેળવવા માટે કેટલું મેં કર્યું છે? કેટલું કરવા જેવું બાકી છે? મારી શક્તિ કેટલી છે? શું કરી શકવા અસમર્થ છું? સારૂં કેટલું કરું છું? ખોટું કેટલું કર્યું? આદિ આંતર-નિરીક્ષણ હોવું જરૂરી છે, તે કર્યા પછી શકય શુભ પ્રવૃત્તિમાં ઉદ્યત થા! હેય પદાર્થોનો યથાશકય પરિહાર કર!

<u>અગ્યારમી શિક્ષા</u>-જીવનમાં ધર્મ કેટલો સધાયો છે? તેના માપક-યંત્રરૂપ પોતાના કર્ત્તવ્યો -આચરણોનું વિહંગાવલોકન-સિંહાવલોકનરૂપ આંતર નિરીક્ષણ પ્રતિદિન કરવું.

<u>બારમી શિક્ષા</u>-શકય શુભ પ્રવૃત્તિઓમાં સતત પ્રવૃત્તિ અને પાપકાર્યોનો શકય પરિહાર કરવો.

ઉપજાતિ છંદ

परस्य पीडापरिवर्जनात्ते,
त्रिधा त्रियोग्यप्यमला सदाऽस्तु ।
साम्यैकलीनं गतदुर्विकल्पं,
मनो वचश्चाऽनघप्रवृत्ति ॥ ७ ॥

કોઈપણ પ્રાણીને સૂક્ષ્મ-માનસિક પણ પીડા ન થવા દેવાની કાળજીપૂર્વકની પ્રવૃત્તિ રાખવાથી તારા ત્રણે

સત્તરમી શિક્ષા–હે મારા પ્રભુ! જગત્‌ના કોઇપણ પદાર્થના કારણે જીવનને મમત્વ, રાગ, દ્વેષ કષાયોના કલંકોથી મલિન ન બનાવ!

ઉપર મુજબની શિક્ષાઓના આધારે જીવનનું ઘડતર કરનારો પ્રાણી સદેહે અનુત્તર વિમાનવાસી દેવતાઓના સુખનો સાક્ષાત અનુભવ કરે છે.

इति यतिवरशिक्षां योऽवधार्य व्रतस्थ-
श्चरणकरणयोगानेकचित्तः श्रयेत ।
सपदि भवमहाब्धिं क्लेशराशिं स तीर्त्वा,
विलसति शिवसाख्यानंत्यसायुज्यमाप्य ॥१०॥

ઉપર મુજબની સાધુતાના અપૂર્વ આદર્શને પમાડનારી હિતશિક્ષાને યથાવત્ સાંભળી, સમજી, વિચારી યથાશકિત ચરણ–કરણના અનુષ્ઠાનોને એકાગ્રપણે આસેવનાર પ્રાણી અનંત દુઃખોના રાશિ સમાન સંસારરૂપ મહાસમુદ્રનો પાર પામી અનંત સુખના સ્થાનરૂપ મોક્ષ લક્ષ્મીને શીઘ્ર મેળવે છે.

## તપ ધર્મની સફલતા ક્યારે ?

તપ કરતાં વધુ સ્વાધ્યાય, તેથી વધુ જાપ, તેથી વધુ આત્મ નિરીક્ષણ અને ધ્યાન પ્રવૃત્તિ કરવાથી કર્મનિર્જરાનો લાભ સહેલાઇથી મળે છે.

卐

| પૃષ્ઠ | પંક્તિ | શુદ્ધ |
|---|---|---|
| ૨૨ | ૧૬ | અશુચિસ્થાનમાં |
| ૨૨ | ૧૬ | સંમૂર્છિમ |
| ૨૩ | ૨૦ | મહા સુદ ૨ ના |
| ૨૪ | ઉપાન્ત્ય | ચરમાવર્ત્તકાલીન |
| ૨૮ | ,, | अपीडिए |
| ૫ | ૬ | मुक्खमग्गो |
| ૫ | છેલ્લી | પુસ્તિકારૂપે |
| ૮ | ,, | ઉપજાવી કરવી ઘટે |
| ૨૦ | ૧૦ | सार्द्धं |
| ૩૧ | ૨૦ | कामालम्ब्य |
| ૩૬ | ૨૦ | અંતરાયરૂપે |
| ૪૧ | ૧૧ | મોહરાજા |
| ૪૨ | ૧૬ | રત્નત્રયીને |
| ૪૨ | ૨૧ | કે સંયમોપયોગી આજે શું કર્યું |
| ૪૮ | ૧૨ | कर्मक्लेश० |
| ૪૮ | ૧૨ | सुखान्यद्यापि |
| ૪૮ | ૨૩ | कर्मदोषात्, |
| ૪૮ | ૨૪ | व्रतमपि विषवत् |
| ૪૮ | ૨૫ | स्वाध्यायः कर्णसूची |

| પૃષ્ઠ | પંક્તિ | શુદ્ધ |
|---|---|---|
| ૫૬ | ૧૯ | विनश्वराद्यस्य० |
| ૫૬ | ૨૦ | सभाटकादल्प० |
| ૫૬ | ૨૧ | किम् ? ॥ |
| ૫૭ | ૧૦ | तद्यतसेऽत्र |
| ૫૭ | ૨૨ | સમાધિ એટલે ? |
| ૬૨ | ૪ | शक्तिरशक्तिः |
| ૬૪ | ૧૯ | તપની સાથે સ્વાધ્યાય, |
| ૬૫ | ૪ | જણાવાતા અનુભવસત્ય |
| ૭૦ | ૨૧ | थेवो वि |
| ૭૦ | ૨૨ | तप्पिहिह ! |
| ૮૧ | ૧૦ | અનુકૂલ |
| ૮૨ | ૪ | અશક્ય લાગતી |
| ૮૨ | ૮ | कार्यमुद्दिश्य |
| ૮૨ | ૯ | वीरचेष्टितम् |
| ૮૪ | ૧૭ | સફળ રીતે જળવાય છે. |
| ૮૬ | ૮ | बधिरान्धमूकः |
| ૮૮ | ૨ | દૂર કરવા માટે |
| ૮૮ | ૧૨ | ઉપાદેય છે |
| ૮૮ | ૧૫ | શાસ્ત્રાજ્ઞા અને |
| ૮૮ | ૧૭ | પૂ૦ ઉપા. શ્રીયશોવિ૦ |

| પૃષ્ઠ | પંક્તિ | શુદ્ધ |
|---|---|---|
| ૯૭ | ૬ | क्रोध० |
| ૯૭ | ૧૯ | ०वग्रहधारणम् ॥ |
| ૯૭ | ૨૦ | ०वग्रहयाचनाम् । |
| ૯૮ | ૧૫ | અવગ્રહયાચન |
| ૧૦૦ | ૯ | ०तीन्द्रियार्थेपु |
| ૧૦૧ | ૪ | ०निग्रहात् ॥ |
| ૧૦૧ | ૬ | संशोधनाच्च |
| ૧૦૧ | ૭ | (શ્રીયોગશાસ્ત્ર) |
| ૧૦૪ | ૪ | अज्जीवो । |
| ૧૦૬ | ૧૪ | સાંભોગિક |
| ૧૦૭ | ૩ | ०णिग्गहो |
| ૧૦૭ | ઉપાન્ત્ય | અનુષ્ઠાનોમાં રક્તતા |
| ૧૦૭ | ,, | ૨૭ મારણાન્તિક |
| ૧૦૮ | ૩ | मुत्ती |
| ૧૧૦ | ૧૨ | પૂર્વપુરુષસિંહાના |
| ૧૧૦ | ઉપાન્ત્ય | તપસ્વી કહેવાય, તેથી |
| ૧૧૨ | ,, | હિતશિક્ષા કે અનુવર્ત્તના |
| ૧૧૩ | ૪ | णाणाइ० |
| ૧૧૩ | ૪ | ०णिग्गहाई |
| ૧૧૬ | ૨૧ | તત્પર થવું. |

| પૃષ્ઠ | પંક્તિ | શુદ્ધ |
|---|---|---|
| ૧૧૬ | ૨૬ | માટેની તત્પરતા. |
| ૧૨૦ | ૪ | जोगे य। |
| ૧૨૧ | છેલ્લી | ઉદ્યત થવુ ઘટે. |
| ૧૨૩ | ૭ | શરીરને ટકાવવાના |
| ૧૨૫ | ૫ | इरियट्ठाए |
| ૧૨૭ | ૪ | पाणोऽवरज्झइ। |
| ૧૨૮ | છેલ્લી | मु पेव गुत्तीणं |
| ૧૩૪ | ૧૪ | ઉદ્ધતા |
| ૧૩૫ | ૫ | ઔ |
| ૧૩૬ | ૨૩ | કટુ વિપાકદાયી |
| ૧૪૦ | ૧૭ | વિનયથી— |
| ૧૪૦ | ૨૦ | —મોક્ષ પ્રાપ્ત થાય છે |
| ૧૪૪ | ૧૪ | સંયમીનો પુરૂષાર્થ વિવેક-સંયમ-ગુરૂનિષ્ઠા જીવનશુદ્ધિ માટે પ્રયત્નશીલ... |
| ૧૪૭ | ૭ | જૈનેતરમા પણ |
| ૧૫૦ | ૧૯ | જૈનેતરોમા અપ્રસિદ્ધ છે |
| ૧૫૧ | ૧૪ | હિંસાક્રિયા |
| ૧૫૧ | ૧૪ | કરાતી ક્રિયા |
| ૧૫૪ | ૬ | (ક્રિયાના ક્રમાંક.૨) |

૧૦

મુક્તિના પંથેનું

| પૃષ્ઠ | પંક્તિ | શુદ્ધ |
|---|---|---|
| ૧૫૪ | ઉપાન્ત્ય | અનેષણા |
| ૧૫૭ | ૧૫ | વહોરાવાતી |
| ૧૬૪ | ૧૫ | નાંહિ રે । |
| ૧૮૧ | ૩ | ०णिलयं |
| ૧૮૧ | ૭ | णाण० |
| ૧૮૧ | ૧૦ | ०मणुचेट्ठेज्जा !!! |
| ૧૮૧ | છેલ્લી | (ભાવાર્થ પાછળ વાંચો) |
| ૧૮૨ | ૬ | કીડાઓના સમૂહનું ઘર અને |
| ૧૮૫ | ૯ | ભાંગા ૩૬, |
| ૧૯૦ | ૪ | ઈંડાનો રસ અથવા |
| ૧૯૦ | ૫ | પડેલ હોય |
| ૧૯૦ | ૧૭ | ધોરી રસ્તો |
| ૧૯૧ | ૭ | કાયોત્સર્ગ |
| ૧૯૧ | ૧૪ | આરંભી |
| ૧૯૨ | ૬ | સંયમઘાતી |
| ૧૯૨ | ૧૦ | સચિત્તરજનો વરસાદ. |
| ૧૯૨ | ઉપાન્ત્ય | વરસાદ–આર્દ્રાનક્ષત્ર પૂર્વેનો વરસાદ. |
| ૧૯૩ | ૧૬ | આ સંયમઘાતી.... સ્વાધ્યાય ન થાય. |

| પૃષ્ઠ | પંક્તિ | શુદ્ધ |
|---|---|---|
| | | માંસ-લોહીના.... |
| ૧૯૬ | ૧૬ | હાનિ |
| ૧૯૬ | ૧૮ | જ્ઞાનાવરણીયાદિ |
| ૨૦૪ | ૧૦ | णिसीहियाए |
| ૨૦૪ | ૧૪ | णिसीहि |
| ૨૦૫ | ૨ | समणिज्जो |
| ૨૦૫ | છેલ્લી | षड्कर्म વખતે). |
| ૨૦૬ | ૨ | णिसीहि |
| ૨૦૬ | ૪ | 11 આવશ્યક થયા |
| ૨૦૬ | ૫ | નિષ્ક્રમણને |
| ૨૦૭ | ૪ | પચ્ચીશ |
| ૨૦૭ | ૮ | સન્મુખ |
| ૨૧૧ | ૧૪ | શ્રીઆચારાંગસૂત્ર |
| ૨૧૩ | ૨ | પડિલેહણમાં |
| ૨૧૪ | ૧૭ | इन्द्रियविजेता. |
| ૨૧૭ | ૧૨ | णिसीहि |
| ૨૧૮ | ૧૨ | પ્રભુની જમણી |
| ૨૧૮ | ૧૫ | પોતાના જમણા |
| ૨૧૯ | ૩ | ચૈત્યવંદન |
| ૨૨૦ | ઉપાન્ત્ય | અસર |

૬૪

શુદ્ધિના

| પૃષ્ઠ | પંક્તિ | શુદ્ધિના પંચેનુ |
|---|---|---|
| ૨૬૧ | | |
| ૨૬૬ | ૭ | શુદ્ધ |
| ૨૬૬ | ૧૨ | સૂઈ જાય તો. |
| | ૧૯ | માળા એ ચાણુક છે. |
| ૨૬૭ | | સૌથી શ્રેષ્ઠ તે |
| ૨૬૭ | ૩ | માનસિક જાપ છે. |
| | ૧૭ | વણી લેવું જોઇએ. |
| ૨૭૨ | | સેવા કે તેમના |
| ૨૭૩ | ૫ | વચનઉપદેશનું શ્રવણ |
| ૨૭૮ | ૪ | સ્થંડિલ |
| ૨૭૯ | ૧૯ | વિહારની મર્યાદા |
| ૨૮૩ | ૩ | સંયમનો પ્રાણ છે. |
| ૨૮૩ | ૭ | સંયમસાધનાનો |
| ૨૮૬ | ૨૦ | સ્વાધ્યાયાદિ |
| ૨૮૬ | ૧૭ | કરવી નહિં, તેમ જ |
| ૨૮૭ | ૧૮ | સંસારની ભૂલામણીમાં |
| ૨૮૯ | છેલ્લી | ભૂલાઈ જવાય |
| | ૧૯ | ગોચરી માંડલીની |
| | | વ્યવસ્થા જાળવવી. |




જીવનમાં જ્ઞાનીઓની આજ્ઞા પ્રમાણે આરાધનાના મહત્ત્વની સુવ્યવસ્થિત ગોઠવણી માટે જરૂરી ભૂમિકાનું ઘડતર નીચે જણાવેલા અનુભવસત્ય નક્કર જીવનસિદ્ધાંતોના સક્રિય પાલનથી થાય છે

માટે દરેક વિવેકીએ મનન પૂર્વક વાંચી અમલ કરવો જરૂરી છે.

૧. પ્રતિદિન પોતાની જરૂરીયાતોને ઓછી કરવી

૨. જે સમયે જેવી પરિસ્થિતિમાં હોઈએ કે આવી પડીએ તે સમયે સ્વયં પ્રચંડ મહાવાવાઝોડાના ઝંઝાવાતથી નમી જતા ઘાસની જેમ સમજ વિવેક-પૂર્વક તે પરિસ્થિતિને અનુકૂળ બની વર્તવું પણ પરિસ્થિતિને અનુકૂળ બનાવવાની નાહક ગડમથલ ન કરવી.

૩. કોઈ પણ વસ્તુ પર મોહ-રાગાદિ ન કેળવ

૪. જે કંઇ આપણી પાસે હોય તેમાંથી બીજાને ભાગીદાર બનાવવો એટલે તેમાંથી થોડું-ઘણું પણ નિઃશંસભાવે ત્યાગ કરવાની બુદ્ધિ કેળવવી.

૫. કોઇની પણ સેવા કરવા માટે સદા લાલાયિત-તત્પર રહેવું પણ તેમાં આત્મભાવ કે ગુણાનુરાગના લક્ષ્ય સિવાય, સ્વાર્થ, કીર્તિ, લાલસા કે કોઈ જાતની આશંસાનું લક્ષ્ય રાખવું નહિ.

૬. શુદ્ધ નિશ્ચયનયની દૃષ્ટિનો આપેક્ષિક અભ્યાસ કરી આત્માના અકર્તૃત્વ અને સાક્ષિભાવરૂપ સ્વભાવને જાગૃત રાખવા અહર્નિશ પ્રયત્ન કરવો.

૭. પરિમિત, મધુર, સ્વપરહિતકર અને સમયોચિત બોલવાનો અભ્યાસ રાખવો.

૮. આધ્યાત્મિક માર્ગ ખાંડાની ધારની જેવો વિષમ છે, માટે તેમાં યોગ્ય સદ્ગુરુની નિશ્રાની ખાસ જરૂર છે. ભૂલેચૂકે પણ યોગ્ય નિશ્રાને અવગણવાની ધૃષ્ટતા કરવી નહિ.

૯. દરેક કામમાં ધૈર્ય અને ગાંભીર્યની સીમા જાળવી રાખવી.

૧૦. સારા કામને શરૂ કર્યા પછી એક દિવસ પણ તેને બંધ ન રાખવું, મંદ ઉત્સાહે પણ ચાલુ રાખવી.

૧૧. જીવન થોડું છે, મૃત્યુ અણધાર્યું ક્યારે અને કેવા સંજોગોમાં આવી ઝડપશે? તે નિશ્ચિત નથી, માટે યોગ્ય આરાધનાની તૈયારી માટે જરા પણ પ્રમાદશીલ રહેવું.

૨૦. ગુણાનુરાગની દૃષ્ટિ કેળવી બીજાના સદ્‌વર્ત્તન પર જ લક્ષ્ય કેન્દ્રિત કરવું બીજાના કરેલ ખોટા વર્ત્તનોને ભૂલી જવા ઉદાર-ક્ષમાશીલ બનવા પ્રયત્ન કરવો.

૨૧. આત્મહિતની સાધના માટે દત્તલક્ષ્ય બની સર્વ પ્રયત્ને તેની સાધના માટે સાકાંક્ષ રહી અણછાજતું કંઇ પણ વિચાર કે વર્તન ન થઈ જાય તેની પૂર્ણ સાવચેતી રાખવી

૨૨. વૈરાગ્યભાવની દૃઢતા અને આત્મકલ્યાણના ધ્યેયની ચોક્કસાઇ માટે પૂર્વના મહાપુરુષોના સારભૂત ઉપદેશામૃતનું નિરંતર નિરીક્ષણપૂર્વક અવગાહન કરવું. અને પોતાની વ્યક્તિગત ક્ષતિઓનું ભાન કેળવવું, તે દૂર કરવા સજાગ રહેવું.

૨૩. સંસારના પદાર્થોની આપાતરમણીયતાનું સાહજિક સંવેદન મેળવી વિષ્ટા-મૂત્રાદિની જેમ તેઓને ત્યાજ્ય સમજી તેનાથી લેશ માત્ર પણ સુખશાંતિ મેળવવાની ઘેલછા દૂર ફગાવી દેવી.

૨૪. વિષય-વિકારની વાસના અલ્પ પણ મનોભૂમિકામાં પેદા ન થવા પામે તેનું સંપૂર્ણ ધ્યાન રાખવું અતિક્રમની કક્ષાથી જ તેના મૂલને સર્વથા નષ્ટ કરવા ઉદ્યત બનવું.

૨૫. છતી શક્તિએ છતે સાધને આત્મકલ્યાણના હિતકર માર્ગમાં નહિં પ્રવર્તનારા તેમજ અજ્ઞાનાદિ દોષથી ભયંકર પાપાચરણ કરનારાઓ પ્રતિ ઉપેક્ષાભાવ કેળવવો, તેઓની કર્માધિન વિચિત્ર દશા વિચારી તેઓ પ્રતિ કરુણા-રસ-પ્લાવિત હૃદયવાળા બનવું.

૨૬. ગુણ અને ગુણી બંને તરફ બહુમાન-આદર-ભાવ કેળવવો, પણ દોષો તરફ ઘૃણા અને તિરસ્કાર વૃત્તિ જ રાખવી ઘટે, દોષવાળી વ્યક્તિ પ્રતિ ઘૃણાભાવ કે તિરસ્કારભર્યું વર્તન કદાપિ ઉચિત નથી.

૨૭ વાસનાઓની તૃપ્તિ બળતણના સમૂહથી કે ઘાસલેટના છંટકાવથી આગ બુઝાવવાની જેમ સાવ અશક્ય-દુર્ઘટ છે, ઉલટું પરિણામે અનેકાનેક દુઃખોની વૃદ્ધિજ થાય છે, માટે સદા સંતોષી રહેવું.

૨૮. વિચારો ઉપર ધીરે ધીરે એવો કાબૂ મેળવો કે તમારી પોતાની ઇચ્છા કે પ્રેરણા વિના સંકલ્પ જ પેદા ન થાય આ અવસ્થાએ પહોંચતાં સુધી આટલી તો સાવચેતી અવશ્ય રાખવી કે જેથી કોઈ દુર્વિચાર તો પેદા ન જ થાય, આ માટે સદા જાગરૂક-સાવધ રહેવું.

૨૯. કોઈ અપમાન કરે, ટોણું મારે કે અપશબ્દો સંભળાવે તો તેથી ઉત્તેજિત ન બનવું વિચારો કે-આ બધી શબ્દલીલા છે, મિથ્યાજ્ઞાનનો વિલાસ છે.

૩૦. ઇન્દ્રિયો અને ચિત્તવૃત્તિને કાર્યશૂન્ય ન થવા દેવી, કોઇપણ શુભ પ્રવૃત્તિમાં રોકી રાખવી દેવટે શ્રી નવકારમહામંત્રના સ્મરણનો અભ્યાસ વધુ પટનો રાખી કાર્યશૂન્ય દશામાં તેનું રટણ ચાલુ રાખવું.

૩૧ સ્પર્શ, દષ્ટિ, આચાર અને વિચાર-આ ચાર વિકારવાસનાના ઉત્પત્તિસ્થાનો છે, માટે તે ચારેને સંયમિત રાખી શુભમાં પ્રવર્તાવવા ઉદ્યમી થવું હિતકર માની તેના માટે સતત સાવધ રહેવું.

૩૨ "બોલો ઓછું, કરો વધારે" ના સૂત્રને જીવનમાં વણી નાંખવા તોલી-માપીને બોલવાનો

ઉપયોગ રાખવો અને આવી રીતે બોલેલા વચનોને પ્રાણાંતે પણ નભાવવા માટે કટિબદ્ધ બન્યા રહેવું.

૩૩ આચાર, વિચાર અને ઉચ્ચાર ત્રણેની એકતા જ જીવનના પરમનિગૂઢ રહસ્યભૂત તત્ત્વને પમાડી શકે છે, માટે બનતા પ્રયત્ને આ ત્રિપુટીને વિસંવાદિત ન બનવા દેવી.

૩૪. બહુધા જગત્‌ના પ્રાણીઓએ કરેલી પ્રશંસા એટલે ટાપટીપ-પૉલીશ-સફાઈ કરેલ જૂઠાણાંનો જ એક પ્રકાર હોય છે, માટે ભરતપુરી લોટાની જેમ અનિયત લોકપ્રશંસાને પોતાના કર્તવ્યોનું માપકયંત્ર માની લેવાની રખે ભૂલ ન થાય તે માટે સદા જાગૃત રહેવું.

૩૫ જગત્‌માં હજી કદાચ વિચારાનુસાર ઉચ્ચાર કરવાની શક્યતા છે, છતાં ઉચ્ચારાનુસાર આચાર-વર્તન બહુ દુઃશક્ય છે, માટે વિચારાનુસાર વર્તન કેળવવા પ્રયત્નશીલ બનવું.

૩૬. જીવનને આદર્શ બનાવવા માટે વધુ પ્રગતિ કદાચ ન સધાય તો તે માટે શક્ય પસ્તાવો કરી કોઇ જાતનું કલંક જીવનની સાધનાને દૂષિત ન બનાવે તેનું પૂર્ણ ધ્યાન રાખવું ઘટે.

હિતશિક્ષા

जावाउ सावसेसं, जाव थेवोवि अत्थि ववसाओ।
ताव करेज्ज अप्पहियं, मा तप्पिह ! हा ! पुणो पच्छा॥

શ્રી મહાનિશીથ સૂત્ર (અધ્ય. ૬, ગા. ૪૧૧)

**હે ભવ્યાત્માઓ!** આયુની અવધિ પૂર્ણ નથી થઇ, અને થોડી-ઘણી પ્રવૃત્તિ કરવાનું સામર્થ્ય ખૂટ્યું નથી ત્યાં સુધીમાં આત્મહિત સાધી લો !!! પાછળથી વ્યર્થ પશ્ચાત્તાપ ન કરતા !!!



લાલસા ઉપર કાબૂ મેળવવા તથા
તપ-ધર્મના સફલ આસેવન માટે-

—: कल्याणकार-सूचना :—

अक्खाण रसणी कम्माण मोहणी,
वयाण तह चेव बंभवयं ।
गुत्तीण मणगुत्ती य,
चउरो दुक्खेहिं जिप्पन्ति ॥ १ ॥

પાંચે ઇંદ્રિયોમાં રસનેન્દ્રિય, આઠે કર્મોમાં મોહનીય કર્મ, પાંચે મહાવ્રતોમાં બ્રહ્મચર્ય વ્રત અને ત્રણે ગુપ્તિમાં મનોગુપ્તિ અતિ દુર્જય છે.

ખરેખર વ્યવહાર દૃષ્ટિએ જગતના વ્યવહારોથી અલગ થયેલા મુનિને લોકલજ્જાદિ કારણે પણ અન્ય ઈન્દ્રિયોના વિષયો છોડવા પડે છે, પણ રસનેન્દ્રિયનો

ભોગ લોકથી પ્રચ્છન્નપણે થઇ શકે છે, તેમજ પૂર્વના મહાપુરુષોએ ઉગ્ર સાધનાના બળે મેળવેલી મુનિપણાની છાપના ઓઠાતળે રસનાને પોષક સર્વ સામગ્રીઓ મળવી સુલભ બનતી હોવાથી રસનેન્દ્રિયને પોષક ઉપભોગ સામગ્રી સ્વચ્છંદપણે મેળવી-ભોગવી શકાય છે.

આ કારણે જ જેઓ આ વિષયમાં દુર્લક્ષ્ય રાખે છે તેઓનું મુનિપણું નિઃસાર બની જાય છે, અને મુનિ-પણામાં સાધવા લાયક સ્વભાવ-પરિણતિદશાનો આસ્વાદ પણ મેળવી શકાતો નથી.

માટે નીચે મુજબ જણાવેલ ઉપાયથી તે રસનાના સંયમને મેળવી શાસ્ત્રોક્ત મુનિપણાના આનંદનો અનુભવ મેળવવો જોઇએ.

**૧. સંયમ અને તપના અનન્ય સાધનભૂત શરીરના પોષણ વખતે રસના-વાસનાને પોષણ ન મળી જાય તેનું સતત લક્ષ્ય રાખવું જોઇએ.**

**૨. આગાઢ કારણે શરીરાદિના ઉપબૃંહણ માટે લેવાતો પદાર્થ પણ સ્વાદ કે રસમયતાવડે ઇન્દ્રિયોના વિકારો પેદા કરે તે રીતે તો ન જ લેવો, પણ પ્રકારાંતરે તેના મૂલ રસ-સ્વરૂપને બદલી પોષણનું તત્ત્વ મળી રહે અને લાલસા-વૃત્તિ ન પોષાય તે માટે જયણાશીલ પ્રવૃત્તિ રાખવી.**

**૩. તથા સંયોજિત કરેલા રસનું અગર એક સાથે બીજા રસનું આસ્વાદન ન થાય તેનું પણ પૂર્ણ ધ્યાન રાખવું.**

તો પણ **શોખને ખાતર તો ઉપભોગની પ્રવૃત્તિ ન જ કરવી.** આનો દૃઢ નિશ્ચય જરૂર રાખવો.

ઉપર મુજબની હિતશિક્ષા ધ્યાનમાં રાખી પ્રત્યેક મુમુક્ષુ પ્રાણીએ બનતા પ્રયત્ને ઇન્દ્રિયોની દૃઢમૂળ બનેલી વાસનાને જડમૂળથી ઉખેડી નાંખનારા તપના આસેવનમાં વધુ પ્રયત્ન કરવાની જરૂર છે.

તપનું આસેવન ન થવામાં શરીર-મૂર્છા, સુખ શીલતા, આળસ, પ્રમાદ અને વીર્યની ફોરવણીનો અભાવ મુખ્યતઃ કારણરૂપ હોય છે, પણ વિવેકી આત્માએ નીચેનું સુવર્ણ વાક્ય હૃદયપટમાં કોતરી રાખવું ઘટે, જેથી શકય પ્રયત્ને મળી શકતા તપના અપૂર્વ લાભો મેળવવામાં આપણે કમનસીબ ન નિવડીએ.

**તપમાં વીર્ય છુપાવવાથીવીર્યાંતરાય—**
**સુખશીલતાથી અસાતાવેદનીય—**
**આલસ—પ્રમાદથી ચારિત્રમોહનીય—**
**દેહમૂર્છાથી પરિગ્રહનું પાપ—**
**અને શક્તિ—સામગ્રી છતાં તપ ન કરવાથી માયા—પ્રયોગાદિ—**
**—અનેક દોષો અને કર્મોનું બંધન થાય છે.**

**તપધર્મ**ના યથાશકય આદરપૂર્વક આસેવનથી પૂર્વોક્ત સર્વ અનર્થો દૂર થઈ ઉત્તમોત્તમ કર્મનિર્જરાદિ લાભો થાય છે.

આવા વિવેકપૂર્વક આસેવેલા તપોધર્મની આરાધનાથી—

—ચિંતાઓ ઘટે છે.

—વિકલ્પો શમે છે,

૨. બીજાને મળતા લાભની ઇચ્છાનો ત્યાગ.
૩. સારા વિષયોની સ્પૃહાનો ત્યાગ.
૪. શરીર વિભૂષાનો ત્યાગ.
આ ચારનું પાલન કરનારો સંયમી પોતાનુ લક્ષ્ય જલ્દી સિદ્ધ કરી શકે છે.

## ચારિત્ર જીવન જીવી જાણવા માટે જરૂરીયાતો

૧. અનંત જ્ઞાનીયોની મરજી માન્યતા ધોરણ મુજબ ચાલવાનુ મુખ્ય આદર્શ–ધ્યેય રાખવું.

૨. સ્વચ્છંદી ઇન્દ્રિયોના ગુલામ નહિ બનવાનુ પણ તેની સામે મોરચા માંડવાના.

૩. આપણે શા માટે નિકળ્યા છીએ? અને શું કરવાનુ છે? તેનો નિરંતર ગુરૂનિશ્રાયે વિચાર કરવો.

૪. સ્વભાવની ચુંગાલમાંથી છુટવાને માટે હૈયાને કોમળ અને નમ્ર બનાવવું

૫. આત્માના ઉપકારી સિવાય વિજાતીય સામે ઊંચી દષ્ટિથી જોવું નહીં. અને તેની સાથે વાત પણ ન કરવી.

૬. ગુરૂના ચરણે પોતાનો આત્મા એકાકાર કરવો. એમની આજ્ઞા એજ આપણું જીવન! અને એમની ઇચ્છા આપણું મન! કદી પણ સ્વતંત્ર બનવા ઇચ્છવું

૯. **આરાધ્ય અનુષ્ઠાનમાં છતી શક્તિએ પ્રમાદ ન કરવો.**

* અશક્ય લગતી આરાધનામાં પણ પુરૂષાર્થ તો કરવો જ ! શુદ્ધાશયથી પુરૂષાર્થ કરવાં છતાં ફ્લ ન મળે તો કર્મ જોરદાર છે એમ માની પ્રયત્નો ચાલુ રાખવા પણ ફળની ઉત્સુકતા ન રાખવી. યતઃ—

महान्तं कार्यमुद्दिश्य, यो विधत्ते परिश्रमम् ॥
तत्सिद्धौ तस्य लोपः, स्यादसिद्धौ वीरचेष्टितम् ॥१॥

૧૦. **સ્વાધ્યાય અને તપ એ સંયમીની બે ચક્ષુ છે.**

૧૧. **આવશ્યક અને** સાધુક્રિયાના સૂત્રોનું અર્થ પૂર્વક ખૂબ ચિંતન-મનન કરવું.

૧૨. સમિતિ-ગુપ્તિ અને સામાચારીના જ્ઞાનને સમ્યક્ આચરણાદ્વારા જીવનમાં ઉતારવા પ્રયત્ન કરવો.

૧૩. કોઇપણ અજ્ઞાન અને તપ ક્ષયોપશમ ન હોવાના કારણે ન થઈ શકે તો એની ચીવટ અવશ્ય રાખવી પણ ખેદ ન કરવો !!!

૧૪. **ચાર દુઃખ શય્યા.**—

૧. વીતરાગના વચનમાં અશ્રદ્ધા.
૨. બીજાને મળતા લાભની ચાહના.
૩. સુંદર શબ્દાદિ વિષયની અભિલાષા.
૪. સ્નાન, શરીર મર્દન, અને ધોવાની આકાંક્ષા.

આ ચારને આધીન બનેલો સંયમી પરિણામે લક્ષ્યહીન બની દુઃખી જ થાય છે.

૧૫. **ચાર સુખશય્યા**—

૧. વીતરાગના વચનોની શ્રદ્ધા.

૨. બીજાને મળતા લાભની ઇચ્છાનો ત્યાગ.

૩. સારા વિષયોની સ્પૃહાનો ત્યાગ.

૪. શરીર વિભૂષાનો ત્યાગ.

આ ચારનું પાલન કરનારો સંયમી પોતાનુ લક્ષ્ય જલ્દી સિદ્ધ કરી શકે છે.

## ચારિત્ર જીવન જીવી જાણવા માટે જરૂરીયાતો

૧. અનંત જ્ઞાનીયોની મરજી માન્યતા ધોરણુ મુજબ ચાલવાનુ મુખ્ય આદર્શ–ધ્યેય રાખવું.

૨. સ્વચ્છંદી ઇન્દ્રિયોના ગુલામ નહિ બનવાનુ પણ તેની સામે મોરચા માંડવાના.

૩. આપણે શા માટે નિકળ્યા છીએ? અને શું કરવાનુ છે? તેનો નિરંતર ગુરૂનિશ્રાયે વિચાર કરવો.

૪. કષાયની ચુંગાલમાંથી છુટવાને માટે હૈયાને કોમળ અને નમ્ર બનાવવું

૫. આત્માના ઉપકારી સિવાય વિજાતીય સામે ઉંચી દષ્ટિથી જોવું નહીં. અને તેની સાથે વાત પણ ન કરવી.

૬. ગુરૂના ચરણે પોતાનો આત્મા એકાકાર કરવો. એમની આજ્ઞા એજ આપણું જીવન! અને એમની ઇચ્છા એ આપણું મન! કદી પણ સ્વતંત્ર બનવા ઇચ્છવું નહિં.

૭ ગુરૂની ભક્તિ વિનયાદિ બહુ જ વિનીત અને નમ્ર ભાવે કેવલ આત્મ કલ્યાણ માટે કરવા તત્પર રહેવું.

૮. જાણે અજાણે પણ વિરાધના ન થાય તેની જાગૃતિ રાખવી.

* મનને મારવાનું, વાણી પર ઘણોજ સંયમ લાવવાનો અને કાયાને તપસ્યા વડે લુખી અને ભૂખી બનાવવાની— પછી કોઇપણ બીજી વસ્તુની તાકાત નથી કે તે તમારા આદર્શમાંથી તમોને ચલાયમાન કરી શકે?

* ચારિત્રમાં દિનપ્રતિદિન વધવા માટે આત્માને સંવેગ વૈરાગ્યમાં ઝીલતો બનાવવો.

૯. ગમે તેવી ભૂલ થઈ હોય તો પણ ગુરૂદેવ ને નિવેદન કરી દેવી.



## વિવેકની પ્રતિષ્ઠા.

* સાધુપણાનો આશય સંયમ અને તપની જોડી અખંડપણે જીવનમાં કાર્યશીલ બની રહે તેમાં સફળ રીતે રહેલ છે.

* દરેક પદાર્થ અને આહારના સાધનોના ઉપયોગ વખતે આપણા શરીરથી થતી ધર્મ સાધના અને મનથી થતી આધ્યાત્મિક સાધના નિરાબાધ રહે તે જ ખાસ જોવાનું છે આવી વિવેકની પ્રતિષ્ઠા સંયમીએ કરવી ઘટે.



## શ્રમણ ધર્મ કેવો ?

પ્રત્યેક આરાધક આત્માએ સૌ પ્રથમ મોક્ષમાર્ગની સાધના માટે સ્વીકારેલ શ્રમણધર્મની સારમયતા જાણવી જોઈએ, તે માટે શ્રી **પાક્ષિક સૂત્રના** પંચમહાવ્રતોના આલાપકમાં આવતા કેટલાક પદો ઉદ્ધર્યા છે.

**केवलिपण्णत्तस्स**=વીતરાગ સર્વજ્ઞ પ્રભુએ નિષ્કામ વત્સલતાથી ઉપદેશેલ છે

**अहिंसालक्खणस्स**=કોઈ પણ જીવની માનસિક પણ વિરાધના ન થવા દેવાનું જેમાં આદર્શ વિધાન છે.

**सच्चाहिट्ठिअस्स**=ત્રિકાલાબાધિત આત્મસ્વરૂપાવગાહી વિશુદ્ધ સત્યના અવલંબને પ્રતિષ્ઠિત છે.

**विणयमूलस्स**=જેના પ્રત્યેક અનુષ્ઠાનોના મૂલમાં માનકષાયનું મર્દન કરનારી નમ્રતા–વિનયશીલતા રહેલ છે.

**खंतिप्पहाणस्स**=ક્રોધ કષાયનું દમન કરનારી ક્ષાંતિ–ક્ષમાભાવનું જેમાં પ્રાધાન્ય છે.

**अहिरण्णसोवण्णिअस्स**=જેના પાલન કરનારની પાસે સોનું ચાંદી અગર કોઇ પણ ધાતુની વસ્તુનો સંચય કે સદ્ભાવ હોતો નથી.

**उवसमपभवस्स**=ઘોર અપરાધીને પણ માફ કરી દેવારૂપ ઉપશમ ભાવની અજબ કેળવણી આપનાર.

**नवबंभचेरगुत्तस्स**=વિશુદ્ધ સાત્વિક બ્રહ્મચર્યના પાલન માટે જેમાં નવ પ્રકારની આદર્શ ગુપ્તિ–મર્યાદા યોજેલ છે.

अपयमाणस्स=કોઈ પણ પ્રકારની રસોઇ કરવાની ધાંધલ-હિંસામય પ્રવૃત્તિ જેમાં નથી.

भिक्खावित्तियस्स=કોઇને સૂક્ષ્મ પણ માનસિક પીડા ન થાય તેવા વિશુદ્ધ આશયને સાધનારી એષણા-શુદ્ધિપૂર્વક ભિક્ષાવૃત્તિ દ્વારા જેમાં યથોચિત જીવન-નિર્વાહની વ્યવસ્થા છે

कुक्खिसंबलस्स=જીવનયાત્રાના નિર્વાહ પૂરતો ખોરાક મેળવી સંયમયાત્રાની જ સિદ્ધિના ધ્યેયથી શરીરના ટકાવ પૂરતી જેમાં વ્યવસ્થા છે સંચય કે પરિગ્રહવૃત્તિનું જેમાં સ્થાન નથી.

णिरग्गिसरणस्स=કોઈ પણ સંજોગોમાં ઠંડી આદિ દૂર કરવા અગર રાંધવા આદિ માટે અગ્નિનો આશરો જ જેમાં લેવાનો નથી.

संपक्खालियस्स=બાહ્ય શારીરિક મલને દૂર કરવાની અનાદિકાલીન ટેવને કાઢી બાહ્યમલને પેદા કરનાર-વધારનાર આભ્યંતરમલ-રાગાદિદોષોના વિકારો-ને દૂર કરી નિર્મલ થવાનું જેમાં વિધાન છે.

चत्तदोसस्स=જે આત્મકલ્યાણની સાધનામાં વિઘ્નરૂપ સર્વ પ્રકારના દોષોનો પરિહાર કરાવનાર છે.

गुणग्गाहिस्स=બીજાના સૂક્ષ્મ પણ ગુણનું અનુમોદન-પ્રમોદપૂર્ણ ભાવપૂર્વક ગ્રહણ કરવાનું જે શીખવે છે.

निव्वियारस्स=જેનાથી મોહજન્ય પિશાચાકર્ષા શંગાદિના વિકારોથી રહિત થવાય છે.

**णिव्विचित्तिलक्खणस्स**=જન્મ-મરણના ક્લેશ વધારનારી આધિભૌતિક-સાંસારિક તમામ ઉપાધિમય જંજાળી અશુભ પ્રવૃત્તિઓના પરિહારસ્વરૂપ નિવૃત્તિની જેમાં પ્રધાનતા છે.

**पंचमहव्वयजुत्तस्स**=આદર્શ સાધુતાના નિયામક મહામૂલા-મહત્વભર્યા પાંચ મહાવ્રતોનું સુભગ પાલન જેમાં નિર્દેશાયેલું છે.

**असंनिहिसंचयस्स**='આગળ ઉપર કામ આવશે'-ની વાહિયાત દીર્ઘસૂત્રિતાને સૂચવનારી નકામી ચિંતાના બળે 'ભેગું કરવાની વૃત્તિનો' જેમાં સંયમ કરવામાં આવે છે.

**अविसंवाइअस्स**=જેની આરાધનાથી ચોકકસપણે આત્મસ્વરૂપની વિશુદ્ધિરૂપ મુકિતનું ફળ મળે જ છે.

**संसारपारगामिअस्स**=જેની નિર્મલતર આસેવનાથી વિષમ પણ સંસાર-સમુદ્રનો પાર પમાય છે.

**णिव्वाणगमणपज्जवसाणफलस्स**=જે આરાધના કર્યા પછી અંતિમ ફલ તરીકે તમામ કર્મોના બંધનમાંથી મુકત બની શાશ્વત સુખના ધામસમા વિશુદ્ધ આત્મસ્વરૂપાનંદની પ્રાપ્તિરૂપ સિદ્ધિગતિ પ્રાપ્ત થાય છે.

આવા અપૂર્વ ઉત્તમોત્તમ જીવનની પ્રકૃષ્ટ સાધનાના પંથે સુખદ સાધનસમા **શ્રમણધર્મ**ની દીક્ષા સ્વીકાર્યા પછી યથોકત ફલ મેળવવા ક્રમિક પ્રયત્નોની શુભ પરંપરાની સાધના માટે સદા ઉદ્યત રહેવું ઘટે.

## (૨) પાંચ મહાવ્રતની પચ્ચીશ ભાવના

भावनाभिर्भावितानि पञ्चभिः पञ्चभिः क्रमात् ।
महाव्रतानि नो कस्य, साधयन्त्यव्ययं पदम् ।

(શ્રી યોગશાસ્ત્ર પ્ર. ૧, શ્લો૦ ૨૭)

ઉપર જણાવેલા પાંચ મહાવ્રતો પાંચ-પાંચ ભાવનાઓથી ભાવિત થયેલા કોને અવ્યય-મોક્ષપદ સાધનારા થતાં નથી અર્થાત્ એકેક મહાવ્રતનું નિર્મલ પાલન કરવા સારુ-પાંચ ભાવનાઓ નિરંતર ધ્યાનમાં રાખવી ઘટે.

### પહેલા મહાવ્રતની પાંચ ભાવના

मनोगुप्त्येषणादानेर्याभिः समितिभिः सदा ।
दृष्टान्नपानग्रहणेनाहिंसां भावयेत्सुधीः ॥

(શ્રી યોગશાસ્ત્ર પ્ર. ૧, શ્લો. ૨૬)

૧. **મનગુપ્તિ**—મનમાં અશુભ સંકલ્પ-વિકલ્પ થાય તો શમાવી દેવા પણ ગતિમાન ન કરવા, વચન-કાયાદ્વારા મનને વધુ પ્રવૃત્તિશીલ ન થવા દેવું

૨ **ઈર્યાસમિતિ**—યુગપ્રમાણ (સાડાચાર હાથ) ભૂમિને નિરીક્ષવાપૂર્વક જીવયતનાનો ઉપયોગ રાખી ચાલવું.

૩ **આદાનસમિતિ**—વસ્તુ માત્રને લેતાં મૂકતાં ચક્ષુથી પડિલેહી રજોહરણાદિથી પ્રમાર્જવાની જયણાકરવી.

૪ **એષણાસમિતિ**—સંયમયાત્રાના સાધનરૂપ દેહના સુખનિર્વાહ અર્થે હિંસા-સંકલ્પાદિ કોઇ પણ ઉદ્દેશ્યથી થતા આધાકર્માદિ બેતાલીશ દોષોથી રહિત ગોચરીની ગવેષણાદિની વિશુદ્ધ પ્રવૃત્તિ રાખવી

૫ **દૃષ્ટાન્નપાનગ્રહણ**—વહોરાવનાર અને વહોરવા

જરૂર હોય, રોજ પ્રત્યુપેક્ષણ-પ્રમાર્જના થઈ શકે તેટલા અવગ્રહની યાચના કરવી.

૨. **વારંવાર અવગ્રહાનુજ્ઞાની જયણા**-એક વાર વસતિના માલિકે સમુચ્ચયથી આખી વસતિ ઉતરવા આપી હોય છતાં જ્યારે જે જે અવગ્રહની જરૂર પડે ત્યારે પુનઃ માલિકની અનુજ્ઞા મેળવવા ઉચિત જયણા કરવી.

૩. **અવગ્રહનું અવધારણ**-વસતિ ગ્રહણ કર્યા પછી ચોકક્સપણે પ્રત્યુપેક્ષણા-પ્રમાર્જના કરી યથોચિત ઉપયોગ માટે-'મારે આટલો અવગ્રહ અનુજ્ઞાત કરેલો વાપરવો'-એવો સ્પષ્ટ અવધારણાત્મકપણે અવગ્રહને ચોકક્સ કરવો.

૪. **સમાન ધાર્મિક પાસે અવગ્રહયાચન**-વસતિના માલિકે અનુજ્ઞા આપ્યા પછી પણ તે વસતિમાં પ્રથમથી રહેલા સાધર્મિક-સાંભોગિક કે અસાંભોગિક-સાધુ સાધ્વી પાસેથી પુનઃવસતિ આદિની યાચનાની જયણા કરવી.

૫. **આપેલાં જ ગોચરી પાણી વાપરવા**-ગૃહસ્થે વહોરાવેલ જ ગોચરી-પાણી વાપરવાનો ઉપયોગ રાખવો, ગૃહસ્થ પાસેથી વાપરવા માટે અનુજ્ઞાત નહિં કરાયેલ કંઇ પણ ચીજ ન વાપરવી.

ભાષાસમિતિ—હિતકારી, પાપવ્યાપારમય પ્રવૃત્તિને જાણ્યે અજાણ્યે પણ નહિં પોષનારું, નિરવદ્ય, મિત, અને મૃષાવાદની જયણા-પૂર્વક બોલવું.

એષણાસમિતિ—ફક્ત સંયમયાત્રાના નિર્વાહના જ ઉદ્દેશથી રસનેન્દ્રિયને પોષક વિકારવાસનાના ઉત્તેજક પદાર્થોની લાલસાથી લાગતા આધાકર્માદિ બેંતાલીશ દોષોથી રહિત ગોચરીની ગુરુ-લઘુભાવે તારતમ્યવાળી જયણાપૂર્વક ગવેષણા કરવી.

આદાનસમિતિ—કોઈપણ વસ્તુને લેતાં મૂકતાં જીવવિરાધનાના પાપમાંથી બચવા ચક્ષુપડિલેહણ કરી રજોહરણાદિથી પુંજવા પ્રમાર્જવાનો ઉપયોગ રાખવો.

પારિષ્ઠાપનિકા (ઉત્સર્ગ) સમિતિ—સંયમમાં અનુપયોગી વસ્તુમાત્રને અગર કફ-મૂત્રમલાદિને યોગ્ય સ્થંડિલ ભૂમિએ શાસ્ત્રોક્ત રીતિનીતિ મુજબ વિધિપૂર્વક પરઠવી. મન, વચન, કાયાના અશુભ વ્યાપારોને યથાશક્ય પ્રયત્ને ગોપવી-રોકી રાખવા સદાસર્વદા બને તેટલી ઓછી પ્રવૃત્તિવાળા થવું તે ગુપ્તિનો પરમાર્થ છે.

## ત્રણ ગુપ્તિ

મનોગુપ્તિ—આર્ત્ત કે રૌદ્રાદિ સંબંધી સંકલ્પ-વિકલ્પોની પરંપરાને ઉપજાવનાર તમામ સામગ્રીથી દૂર રહી રાગ-દ્વેષની જંજાળમાં ન ફસાય તેવા વાતાવરણમાં રહી મનને અશુભ સંકલ્પોથી દૂર રાખી કે આત્મસ્વરૂપાવગાહી બનાવવા પ્રયત્નશીલ થવું.

(૪) સંયમના સત્તર પ્રકાર

पुढवि दग अगणि मारुय
वणस्सइ बितिचउपणिंदि अज्जीवो ।
पेहुप्पेहपमज्जण–
परिट्ठवण मणोवइकाए ॥ १ ॥

(શ્રી ઓઘનિર્યુક્તિ ગા)

ચારિત્ર--સર્વવિરતિ સ્વીકાર્યા બાદ તેના પ્રાણસ્વરૂપ અશુભ વ્યાપારના પરિહારને ટકાવવા જાણ્યે અજાણ્યે પણ પાપ--પ્રવૃત્તિથી વિરતિનો અણધાર્યો પણ ભંગ થઇ જવા ન પામે તે માટે શાસ્ત્રકારોએ સંયમના સત્તર પ્રકાર વર્ણવી તેના પાલન માટે ઉપયુક્ત બનવા ભારપૂર્વક સમર્થન કર્યું છે.

૧ થી ૫. પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, વાયુકાય અને વનસ્પતિકાય સંયમ.

પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, વાયુકાય અને વનસ્પતિકાયની સૂક્ષ્મ કે બાદર વિરાધના થઇ જાય તેવી પ્રવૃત્તિ ન કરવી.

૬ થી ૯. બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચઉરિન્દ્રિય અને પંચેન્દ્રિય સંયમ.

બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચઉરિન્દ્રિય અને પંચેન્દ્રિય જીવોને પરિતાપના, કિલામણા કે વિરાધના થાય તેવી પ્રવૃત્તિ ન કરવી.

હિંસાદિના સાધન તરીકે દુરુપયોગ ન થવા પામે તેની તકેદારી રાખવી.

૧૫ થી ૧૭. **મન–વચન–કાયા સંયમ**–મન, વચન અને કાયાની અશુભ પ્રવૃત્તિઓને યથાશક્ય રોકવા પ્રયત્નશીલ થવું, શુભ પ્રવૃત્તિ અને સદનુષ્ઠાનોના આસેવનદ્વારા અશુભ યોગોની પ્રવૃત્તિ અટકાવવા ઉપયુક્ત થવું.

## સંયમનું પાલન કરવા જરૂરી સાધનો

૧ સદ્ગુરુ – ગીતાર્થ, જ્ઞાની અનુભવી

૨ સુવિહિત ગચ્છ

૩ શુદ્ધ વસતિ

૪ સાંભોલિક સાધર્મિક સાધુ સહવાસ

૫ નિર્દોષ આહાર–પાણી

૬ શક્ય તપશ્ચર્યા

૭ આભ્યંતર તપનું વિશિષ્ટ પાલન

૮ યોગ્ય સંયમોપકરણો

૯ સ્વાધ્યાય

૧૦ શાસ્ત્રીય મર્યાદાનું વ્યવસ્થિત જ્ઞાન

૧૧ ગુરુ આજ્ઞાધીનતા

૧૨ મૈત્ર્યાદિ ભાવો

૧૩ આત્મનિરીક્ષણ

૧૪ ગુણાનુરાગ

૧૫ ભૂલની કબુલાત

૧૬ વિનય–શિસ્તનું પાલન

(૬) દશ પ્રકારનો શ્રમણ ધર્મ

खंती मद्दव अज्जव, मुत्ति तव संजमे य बोद्धव्वे ।
सच्चं सोअं आकिंचणंच, बंभं च जइधम्मो ॥ १ ॥

(શ્રી નવતત્ત્વ પ્રકરણ ગા૦)

૧ ક્ષાંતિ - ક્ષમા- ક્રોધને કાબૂમાં રાખવો. હડહડતા અન્યાય-અપરાધ કરનાર ઉપર પણ માનસિક અહિતની ઇચ્છા સરખી પેદા ન થવા દેવી. સ્વપરહિતકારક સહનશીલતાનો સુદૃઢ અભ્યાસ કરવો.

૨ માર્દવ-નમ્રતા-મદ-અભિમાનનો ત્યાગ કરવો, ગુણ-ગુણી ઉપર અનુરાગ-બુદ્ધિ કેળવી યોગ્ય વિનય-મર્યાદાના અભ્યાસી બનવું કુલ જાતિ આદિ આઠેય મદને સ્વપરહાનિકારક સમજી વર્જવા.

૩ આર્જવ-સરલતા-સર્વ પ્રકારના માયા-દંભ-છલ-પ્રપંચ-કપટાદિનો ત્યાગ કરવો, નિષ્કપટભાવે કથન-વર્તનની એકવાક્યતા સાધી આદર્શ માનસિક પવિત્રતા જાળવવી.

૪ મુક્તિ-નિર્લોભતા-સંતોષ-ઇચ્છા માત્રનો નિગ્રહ કરી પરમ શાંતિ-સુધારસનો આસ્વાદ કરવો, વિષય સુખની તૃષ્ણાને વધારનારા સાંસારિક પદાર્થો મોહમાયાથી અલગ થઈ સાહજિક સ્વસંવેદ્ય સુખનો અનુભવ કરવો.

૫ તપ-ઇન્દ્રિયોના વિકારો અને માનસિક અશુભ ભાવોનો નિરોધપૂર્વક પૂર્વકર્મનો ક્ષય કરનારી બા

૧૦. બ્રહ્મચર્ય:–આ ગુણ તો સાધુનો પ્રાણ છે. સર્વ સાધનાનો આધાર આ ગુણની નિર્મળતા ઉપર છે. દૃષ્ટિ કે મન, સ્ત્રી જોઈને બગડવા ન દેવું. વીર્યનું સારી રીતે રક્ષણ કરવું. આના નિર્મળ પાલન માટે નવ વાડોનું સુંદર પાલન કરવું જોઈએ.

આ દશ યતિ ધર્મનું જે પાલન કરે તેજ સાચો (ભાવ) સાધુ છે, અને તેનો જ જલદી મોક્ષ થાય છે. સાધુ જીવનના સમસ્ત આચારોનું પાલન આ દશ યતિધર્મની સિદ્ધિ અર્થેજ છે.

## સાધુતાને દીપાવનાર — સદ્ગુણો —

* ટૂંકું મુદ્દાસરનું જરૂર પડે ત્યારે જ પોતાના અધિકાર પ્રમાણે બોલવું.
* શક્ય પ્રયત્ને ગવેષણાપૂર્વક શુદ્ધ–નિર્દોષ આહાર સંયમ આત્માના શુદ્ધ ધ્યેયથી વાપરવો.
* ઔષધની જેમ પ્રમાણસર જરૂર પડે ત્યારે જ વિગઈઓ વાપરવી.
* મિષ્ટ પદાર્થો, રસ લાલસાને પોષક પદાર્થો અને અતિ-આહારથી સદા દૂર રહેવું.
* કષાય કે વિષયના આવેશમાં ભાનભૂલા બનવાના પ્રસંગે હિતશિક્ષાકે અનુવર્ત્તતા દ્વારા યોગ્ય નિયંત્રણ કરનાર કલ્યાણમિત્ર કે સદ્ગુરુના માર્ગદર્શનને વફાદાર રહેવું.

૮ વિગય રહિત શુષ્કપ્રાય વિરસ આહાર પણ માત્રાધિકપણે લેવો નહિ.

૯ સારા દેખાવાના વ્યામોહમાં પડી શરીર, કપડાંની સાફસફી કે ટાપટીપ કરવી નહિ.

૫૨ થી ૫૪. જ્ઞાન-દર્શન—ચારિત્રની આરાધના કરવી.

૫૫ થી ૬૬. બાર પ્રકારનો તપ.

છ પ્રકારનો બાહ્ય તપ

| | |
|---|---|
| ૧ અનશન | ૪ રસ ( વિગઈ ) ત્યાગ |
| ૨ ઊનોદરિકા | ૫ કાયક્લેશ |
| ૩ વૃત્તિ(દ્રવ્ય)સંક્ષેપ | ૬ સંલીનતા ( અંગોપાંગ-સંયમ ) |

છ પ્રકારનો અભ્યંતર તપ

| | |
|---|---|
| ૧ પ્રાયશ્ચિત્ત | ૪ કાયોત્સર્ગ |
| ૨ વિનય | ૫ સ્વાધ્યાય |
| ૩ વૈયાવૃત્ય | ૬ ધ્યાન |

૬૭ થી ૭૦. ક્રોધ—માન—માયા—લોભ—આ ચારે અંતરંગ રિપુનો નિગ્રહ કરવો.

ઉપર મુજબ વર્ણવેલ ચરણસિત્તરીના ભેદોને પ્રત્યેક આરાધક આત્માએ ધ્યાનમાં રાખી તદનુસાર જીવનમાં તે ગુણોની પ્રાપ્તિ માટે સદા તૈયાર રહી સંયમારાધનનું મુખ્ય ફલ મેળવવું જોઇએ.

छंदंनिरोहेण उवेइ मुक्खं

સ્વચ્છંદ બુદ્ધિનો ત્યાગ કરે તે કર્મોથી મુક્ત થાય છે

—શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર

આ પાંચ ઇન્દ્રિયોના વિષયભૂત સારા કે ખોટા સ્પર્શ, રસ, ગંધ, રૂપ અને શબ્દ ઉપર રાગ-દ્વેષનો ત્યાગ કરવો અને ઇન્દ્રિયોની પ્રવૃત્તિ સમભાવે કેળવવા પ્રયત્નશીલ થવું.

૩૯ થી ૬૩ **પચ્ચીસ પ્રકારની પડિલેહણા**—વસ્ત્ર કે મુહપત્તિની પ્રતિલેખનાના ધ્યાનમાં રાખવા લાયક પચ્ચીસ પ્રકારો (જે આગળ ત્રીજા **સમ્યક્ચારિત્ર** વિભાગમાં પડિલેહણા અધિકારમાં કહેવાશે.)

૬૪ થી ૬૬. **ત્રણ ગુપ્તિ**—મન-વચન-કાયાની અશુભ પ્રવૃત્તિઓ રોકવી.

૬૭ થી ૭૦ **ચાર પ્રકારના અભિગ્રહો** — આદર્શ સાધુતાના પ્રકૃષ્ટભાવને મેળવવા તથા શરીરદ્વારા ઉત્કૃષ્ટ પરિષહ-સહનાદિ કરવાની સમર્થતા કેળવવા દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવથી અભિગ્રહો ધારવા.

ઉપર મુજબ ચારિત્ર લીધા પછી તેમાં દૃઢતા મેળવવા તદુપયોગી માનસિક વિચારોની શુદ્ધિ અને દૃઢતા મેળવવા ઉપયોગી કરણસિત્તરીના સીત્તેર ભેદો સ્મૃતિપથમાં રાખી વિશુદ્ધિપૂર્વક આદર્શ સંયમનું આસેવન કરવા તત્પર થવું.

**સાધુતાના આધાર સ્તંભો**

* ગુરૂ વિનય સ્વાધ્યાય અને યથાશક્તિ વાસનાના નિગ્રહની સતત પ્રવૃત્તિ.
* વિકારી ભાવો ન ઉપજે તેવું વાતાવરણ અધ્યયનાદિ માટેની વિચરતા.
* અહંમમના વિષચક્રમાંથી નિકળવા પંચપરમેષ્ઠિઓની ભક્તિદ્વારા સાચા આત્મસમર્પણની ભાવના કેળવવી.

૧. **આધાકર્મ**—સર્વદર્શની કે લિંગી (મુનિ) એ
ઉદ્દેશી બનાવેલ આહારપાણી, અથવા સાધુ માટે
સ્પેશ્યલ બનાવવું.

૨. **ઔદ્દેશિક**—પૂર્વે તૈયાર કરેલ ભાત-લાડુ આદિને
મુનિના ઉદ્દેશથી પુનઃ સ્વાદમય સ્વાદિષ્ટ કરવા.

૩ **પૂતિકર્મ**—શુદ્ધ આહારાદિનું આધાકર્માદિ દોષ-
વાળા આહાર સાથે મિશ્રણ કરવું.

૪. **મિશ્ર**—પોતા માટે તથા સાધુ માટે અપેક્ષા કરી
બનાવેલ આહારાદિ.

૫. **સ્થાપના**—શુદ્ધ પણ આહારાદિને સાધુ-સાધ્વીને
વહોરાવવા રાખી મૂકવો.

૬. **પ્રાભૃતિકા**-પોતાને ત્યાં આવતા વ્યાવહારિક વિવા-
હાદિ પ્રસંગને સાધુ-સાધ્વીને વહોરાવવાના લાભ
લેવાની અપેક્ષાએ વહેલો મોડો રાખવો.

૭. **પ્રાદુષ્કરણ**—સાધુને વહોરાવવા માટેની વસ્તુને
અંધારામાંથી તપાસી લાવવા માટે દીપકાદિનો
પ્રકાશ કરવો.

૮. **ક્રીત**—સાધુને વહોરાવવા માટે જ ખાસ વેચાણ
લઇને લાવેલ ચીજ.

૯. **પ્રામિત્ય**— સાધુને વહોરાવવા માટે કોઈ ચીજ
કોઇ પાસેથી ઉધારે-ઉછીની લાવવી.

૧૦. **પરિવર્ત્તિત**— સાધુને વહોરાવવા માટે ચીજનો
અદલો-બદલો કરવો.

[illegible] **અભ્યાહૃત**— સાધુને વહોરાવવા લાયકની ચીજ
સામે લાવવી.

## સોળ ઉત્પાદન દોષો.

धाई-दूई-णिमित्ते, आजीव-वणीवगे तिगिच्छाए ।
कोहे-माणे माया-लोभे य हवन्ति दस एए ॥१॥
पुव्विं-पच्छासंथव-विज्जा-मंते-य चुण्ण-जोग-य ।
उप्पायणाए दोसा, सोलसमे मूलकम्मे य ॥२॥

(શ્રી મહાનિશીથ સૂત્ર.)

૧. ધાત્રીપિંડ—ગૃહસ્થના બાલકને રમાડવા આદિ-ધાઇપણાનું કામ કરી ગૃહસ્થને પ્રસન્ન કરી મનપસંદ ગોચરી મેળવવી.

૨. દૂતીપિંડ—ગૃહસ્થના સંદેશા લાવવા-લઇ જવાના કામવડે ગૃહસ્થને સંતોષી યથેચ્છ ગોચરી મેળવવી.

૩. નિમિત્તપિંડ—જ્યોતિષ્ય—નિમિત્તશાસ્ત્રના બલે ગૃહસ્થોને લાભાલાભ-સુખદુઃખાદિની આગાહીઓ કરી તેઓના મનને ખુશ કરી ગોચરી મેળવવી.

૪. આજીવપિંડ-પોતાની જાતિ, શિલ્પ, કુલ આદિની ઉત્તમતાના વખાણ કરી ગોચરી મેળવવી.

૫. વનીપકપિંડ-ગૃહસ્થ પાસેથી દીનભાવપૂર્વક યાચના દ્વારા ગોચરી મેળવવી

૬. ચિકિત્સાપિંડ-રોગોની દવા-ઉપચાર પદ્ધતિ આદિ બતાવી યથેચ્છ ગોચરી મેળવવી

કોધપિંડ-શાપ આદિ દેવાની ધમકીથી ક્રોધપૂર્વક ગોચરી મેળવવી.

## ૨. પ્રમાણાતિરિક્તતા દોષ

पमाणं बत्तीसं कर कवले आहारो कुच्छीपूरगो भणिओ ॥
(શ્રી મહાનિશીથસૂત્ર)

પુરુષને બત્રીશ અને સ્ત્રીને અઠ્ઠાવીશ કોળિયાનો આહાર વિશેષજ્ઞોએ પ્રમાણિત કર્યો છે, અગર તો જેટલાથી ઉદરવિકાર થવા ન પામે અને ક્ષુધાની સહજ-શાન્તિ થઈ જાય તેટલો આહાર પ્રમાણયુક્ત કહેવાય. લાલસાથી પ્રમાણ ઉપરાંત આહાર વાપરવાની વૃત્તિ આ દોષ ઉપજાવે છે.

## ૩. અંગારદોષ

रागेण सइंगालं ।

(શ્રી મહાનિશીથસૂત્ર)

સુંદર વર્ણાદિવાળી સ્વાદપૂર્ણ વસ્તુ કે તેના દાતાની પ્રશંસા–અનુમોદના પૂર્વક વાપરવું.

આ દોષવડે આત્માએ મહાપ્રયત્ને ઉપાર્જેલ સંયમ રૂપ ચંદન–કાષ્ટ રાગરૂપ અગ્નિથી બળીને અંગારસ્વરૂપ-નિઃસાર બની જાય છે.

## ૪. ધૂમ્રદોષ

दोसेण सधूमगंति नायव्वं ।

(શ્રી મહાનિશીથસૂત્ર)

વિરસ કે સ્વાદશૂન્ય–નાપસંદ વસ્તુની અગર તે વહોરાવનારની દુગછા કે નિંદાપૂર્વક વાપરવું.

આ દોષવડે ચારિત્રરૂપ ચિત્રશાલા નિંદા–અવહેલ-નાડાથી ચિત્ર–વિચિત્ર (વિરૂપ) બને છે.

કર્મબંધને અટકાવવા પૂરતો કરાતા જયણાના ઉપયોગવંત-સાવચેત રહેવાના અર્થને મર્યાદિત સમજી ભાવ-આરાધનાની યથાર્થતા પ્રાપ્ત કરાવનાર ભાવ-પ્રાણોની હિંસા ન થાય તે માટે પૂરતી જાગૃતિ રાખવી જોઇએ.

## ૧૮૦૦૦ શીલાંગ રથ.

અનંત ઉપકારી તીર્થંકર પરમાત્માઓએ સંયમની સર્વાંગશુદ્ધ આરાધના કરવા માટે ઉપયુકત રહેવા નાના પ્રકારે રૂપક દૃષ્ટાંતો દ્વારા પણ સૈદ્ધાન્તિક ગહન વિષયો સમજાવ્યા છે, તેથી સર્વસાવદ્યના ત્યાગપૂર્વક વિરતિભાવની પ્રાપ્તિ થયા પછી તેના ટકાવ માટે શીલ-ચારિત્રના અઢાર હજાર ભેદોને **શીલાંગરથ**ની ઉપમા આપી શાસ્ત્રકારોએ સંયમની આરાધનાના માર્ગે ચાલનાર મુમુક્ષુને સંયમના વિશુદ્ધ અધ્યવસાયોની પ્રાપ્તિ સુગમ કરી છે.

**जोए-करणे सण्णा, इंदिय भोमाइ समणधम्मे य।**
**सीलंगसहस्साणं अट्ठारसगस्स णिप्फत्ती ॥**

(શ્રી ધર્મરત્ન પ્રકરણ)

દશ પ્રકારના શ્રમણધર્મમાં સ્થિત રહી, ચાર સંજ્ઞાઓનો ત્યાગ કરી અને પાંચે ઇન્દ્રિયોનો નિગ્રહ કરી પૃથ્વીકાય આદિ દશની વિરાધનાનો ત્રિવિધે ત્રિવિધે ત્યાગ રવો તેનું નામ ખરી વિરતિ છે. આ અઢારહજાર ભેદોની જુતી આ પ્રમાણે:—

## દશવિધ સામાચારી

સાધુપણાની આદર્શ સ્થિતિ પ્રાપ્ત કરવા આચરવા લાયકની દશ બાબતોને શાસ્ત્રકારોએ **સામાચારી** શબ્દથી નિર્દેશી છે, તેનો યથાસ્થિત સંપૂર્ણ ખ્યાલ પ્રત્યેક સાધુને હોવો જોઇએ.

इच्छा-मिच्छा-तहक्कारो, आवस्सिया णिसीहिया ।
आपुच्छणा य पडिपुच्छा, छंदणा य णिमंतणा ॥
उवसंपया य काले, सामायारी भवे दसहा उ ॥

શ્રી સ્થાનાંગસૂત્ર સ્થાન ૧૦, ઉ. ૩.

**૧. ઇચ્છાકાર સામાચારી**-દીક્ષાપર્યાયમાં નાના સાધુ પાસે કોઇપણ કામ કરાવવાના પ્રસંગે તેના હાર્દિક અભિપ્રાય-ઇચ્છા તપાસવાનો ખ્યાલ રાખવો.

**૨. મિથ્યાકાર સામાચારી**-પ્રમાદાદિકારણે જ્ઞાનદર્શન ચારિત્રને હિતકારી પ્રવૃત્તિથી વિપરીત કંઇપણ આચરણ થઇ જાય તેની હાર્દિક-શુદ્ધિપૂર્વક ફરીથી તેવું ન થવાની ચોકસાઇપૂર્વકની **मिच्छा मि दुक्कडं** શબ્દના પ્રયોગપૂર્વક માફી માંગવી.

**૩. તથાકાર સામાચારી**-અજ્ઞાન-મોહાદિથી સાન-ભાન ભૂલેલા અંતરાત્માને નિષ્કારણ પરમ વત્સલતાપૂર્વક હિતાવહ ધર્મના ઉપદેશદ્વારા સુખી બનાવનાર ગુરુદેવના વચનને શ્રદ્ધાપુર્વક **तहत्ति** શબ્દના પ્રયોગપૂર્વક સ્વીકારી લેવું.

**૪. આવશ્યિકી સામાચારી**-સંયમના પોષણને અનુકૂલ ...ાર-નિહારઆદિની પ્રવૃત્તિ માટે ઉપાશ્રયમાંથી નિકળતાં તેમજ

## સાત પિંડૈષણા

સંયમઆરાધનાની તમામ પ્રવૃત્તિ માટે ઉપયોગવંત મુમુક્ષુ મુનિવરે ગોચરી વહોરવા પ્રસંગે પૂર્વમુનિઓએ આચરેલી પદ્ધતિનું ધ્યાન રાખી વિવિધ પ્રકારે માનસિક ભાવનાની નિર્મલતા કેળવવી જોઈએ. શાસ્ત્રકારોએ આ પિંડૈષણા શબ્દથી નિર્દેશેલ છે તેના સાત પ્રકાર નીચે મુજબ છે.

संसट्ठमसंसट्ठा उद्धड तह चेव अप्पलेवाय ।
उग्गहिया पग्गहिया उज्झियधम्मा य सत्तमिया ॥

૧. **સંસૃષ્ટા**-હાથ અને વાસણ ખરડાય તેવી ગોચરી વહોરવી. અગર ખરડાએલ હાથ-વાસણથી ગોચરી વહોરવી.

૨. **અસંસૃષ્ટા**-હાથ અને વાસણ ન ખરડાય તેવી ગોચરી વહોરવી.

૩. **ઉદ્ધૃતા**-ગૃહસ્થે પોતા માટે રસોઈના વાસણમાંથી કાઢી રાખેલ હોય, તેમાંથી વ્હોરવું.

૪. **અલ્પલેપા**-જે ચીજ વહોરતાં હાથ અને વાસણ ન ખરડાય અગર થોડા ખરડાય તે ચીજ વહોરવી.

૫. **અવગૃહિતા**-ગૃહસ્થે પોતાના ખાવા માટે થાલીમાં લેવા વાટકી આદિમાં કાઢી રાખેલ રસોઈ વહોરવી.

૬. **પ્રગૃહિતા**-થાલીમાં પીરસી જમવાના પ્રસંગે હાથમાં કોળિયો લઈ મોઢામાં મૂકવાની તૈયારી પ્રસંગની તૈયાર ચીજ વહોરવી.

૭. **ઉજ્ઝિતધર્મિકા**-ગૃહસ્થની દૃષ્ટિએ નિરુપયોગી છાંડવા લાયકની ગોચરી વહોરવી.

ઉપર મુજબની ગોચરી વહોરવાની પદ્ધતિ ખ્યાલમાં રાખી પ્રસંગે પ્રસંગે વિવિધ અભિગ્રહ-ધારણા આદિદ્વારા માનસિક અશુભ વિચારધારા-અનાદિકાલીન વાસનાનો નિગ્રહ કરવો જોઈએ.

અનેક રોગો સ્વાર્થ અને પ્રપંચના દુઃખોથી ભરેલો છે, એવું તું તારી નજરે જોવા છતાં તે સંસાર ઉપર તને મોહ શાને છે? વૈરાગ્ય કેમ થતો નથી?

૪. **એકત્વ ભાવના:**– હે જીવ! તું એકલો જન્મ્યો છે અને એકલો મરવાનો છે. એકલો કર્મ કરે છે એકલો જ ભોગવે છે. તારૂં આ જગતમાં કોઇ સાચું સગું નથી છતાં શા સારૂ મારૂં મારૂં કરી ક્લેશ પામે છે?

૫. **અન્યત્વ ભાવના:**—હે જીવ! તું આ દેહથી, તારા માબાપથી, ધનથી, બંગલાઓથી તદ્દન જુદો છે. તારે અને એને કાંઇ સંબંધ નથી તારૂં એનાથી કાંઇ હિત નથી, છતાં તું તેને તારાં શા માટે માને છે? તને તે પરલોકમાં શું કામ લાગવાનાં છે? તેનો વિચાર કર!

૬. **અશુચિ ભાવના:**–હે જીવ! તું જે શરીર ઉપર મોહ કરી રહ્યો છે, રાત દિ' તું જેની ચિંતા કરે છે તે શરીર શામાંથી ઉત્પન્ન થયું છે? તેની અંદર કેવા ગંદા પદાર્થો ભરેલા છે, તેની અંદર કેટલા રોગોનો વાસ છે, અને તે કેટલો વખત ટકવાનું છે? તેનો તું બરાબર સ્થિર વિચાર કરીશ તો તને તે શરીર ઉપર વૈરાગ્ય થયા વગર નહિ રહે!

૭. **આશ્રવ ભાવના:**—હે જીવ! મિથ્યાત્વ, અવિરતિ કષાય, અને દુષ્યોગ આ ચાર આશ્રવો જ તારા

વગેરે પણ સહેલું છે. ભૂતકાળમાં આપણા જીવને તે વસ્તુઓ તો અનંતીવાર મલી ને ચાલી ગઇ પણ એક માત્ર જૈન ધર્મની પ્રાપ્તિ થવી તેજ દુર્લભ છે! તત્ત્વાતત્ત્વના નિર્ણયમાં નિપુણ એવી બોધિ જ દુર્લભ છે. તે તને આજે તારા મહાન પુણ્યના ઉદયે મલી છે તો તું તેનું તારા પ્રાણની માફક રક્ષણ કર, અને તેને સત્કાર્યોથી સફળ કર!

૧૨. **ધર્મ સ્વાખ્યાત ભાવના:**— અહો! રાગદ્વેષને જીતનારા એવા અનંતઉપકારી જિનેશ્વરદેવોએ ભવનો ઉચ્છેદ કરનારો કેવો સુંદર ક્ષમાદિ દશ પ્રકારનો ધર્મ બતાવ્યો છે! કેવો પૂર્વાપરવિરોધ વગરનો નવતત્ત્વનો પ્રકાશ કર્યો છે! ક્યાં જિનમત અને ક્યાં અસંબદ્ધ પ્રલાપ કરનારા અન્યમતો!

**વિનય ગુણ મહિમા**

| | |
|---|---|
| વિનયજી—<br>શ્રુતજ્ઞાન—<br>વિરતિ—<br>સંવર— | નિર્જરા—<br>કર્મક્ષય—<br>મોક્ષ— |

આ રીતે ગુરુવિનય પરંપરાએ મોક્ષનું કારણ બને છે, તેથી આત્મ કલ્યાણકામી મુમુક્ષુએ આત્મસમર્પણ કેળવી ઉપકારી ગુરૂદેવના વિનય માટે પ્રયત્નશીલ રહેવું.

૨૦. પ્રજ્ઞા પરિષહ—સાધુ પોતાની તીવ્રબુદ્ધિનો ગર્વ ન કરતાં 'મારા કરતાં ઘણા બુદ્ધિશાળી જગતમાં છે' એમ વિચારી નમ્રતા રાખવી તે.

૨૧. અજ્ઞાન પરિષહ—જ્ઞાનાવરણના તીવ્ર ઉદયે કદાચ જ્ઞાન ભણવા છતાં ન ચઢે તો પણ ખેદ ન કરતા જ્ઞાનાવરણ તોડવા માટે અધિક જ્ઞાની વગેરેને વિનય કરવો તે.

૨૨. સમ્યક્ત્વ પરિષહ—બીજા ધર્મોના ચમત્કારો વગેરે દેખી પોતાના ધર્મથી ચલાયમાન ન થતાં સ્થિર રહેવું તે.

આ ૨૨ પરિષહોને સમ્યક્ સહન કરનાર સાધુ શીઘ્ર ભવસાગર તરી જાય છે.

### સંયમીનો પુરૂષાર્થ

વિવેક સંયમ ગુરૂનિશ્રામે જીવન શુદ્ધિ માટે પ્રયત્નશીલ સંયમીએ ત્રણ ચીજ માટે સતત પુરૂષાર્થ કરવો જોઇએ.

- સંયમની મર્યાદાઓનું પાલન
- ગુરૂનિશ્રાની વફાદારી
- જ્ઞાનીઓ પ્રતિકૃતજ્ઞતા

જીવનનું સત્ત્વ આ ત્રણ દિશાએ પુરૂષાર્થ પ્રવર્ત્તાવવાથી વધુ ખીલી ઉઠે છે.

૯. વૈયાવચ્ચઃ—ધર્મના-સંયમના આરાધકની અન્નાદિથી ભક્તિ કરવી તે.

આચાર્ય, ઉપાધ્યાય, ગુરુમહારાજ, તપસ્વી, નવદીક્ષિત, બિમાર સાધુ, બાળસાધુ વગેરેની સેવાભક્તિ કરવી તે.

દા. ત. ૧. ગોચરી પાણી લાવી આપવાં.
૨. તેમનું પડિલેહણ કરવું.
૩. તેમનું આસન, સંથારો પાથરવો.
૪. તેમનું માત્રું વગેરે પરઠવવું.
૫. તેમના કપડાંનો કાપ કાઢવો.
૬. વિહારમાં ઉપધિ વગેરે ઉપાડવી.
૭. શ્રમિત ગુરુમહારાજ ઇત્યાદિના હાથપગ વગેરે દબાવવા.

આ ભક્તિ, વિધિ અને બુદ્ધિની નિપુણતાપૂર્વક કરવાની છે.

૧૦. સ્વાધ્યાયઃ—ગુરુમહારાજની આજ્ઞા મુજબ અને કાળવેળાના ત્યાગપૂર્વક સતૂશાસ્ત્રોનું અધ્યયન-ભણવું ભણાવવું અર્થચિંતન અનુપેક્ષા આદિ કરવું તે પંચવિધ.

‘ सज्झायसमो तवो णत्थि ’

સ્વાધ્યાય સમાન બીજો શ્રેષ્ઠ તપ નથી. માટે સ્વાધ્યાયમાં આળસ ન કરવી.

૮. આધ્યાત્મિકીક્રિયા-નિમિત્ત કારણ ન હોય છતાં માત્ર મનના દુષ્ટ સંકલ્પોથી માનસિક સંતાપ અનુભવવો.

૯. માનક્રિયા-વ્યાવહારિક ચઢીયાતાપણાની ભાવનાથી ઘમંડી બની બીજા પ્રતિ તુચ્છવૃત્તિ દાખવવી.

૧૦. અમિત્રક્રિયા-સત્તા અધિકાર જમાવવાની દુષ્ટ વૃત્તિને તાબે થઇ થોડા અપરાધે વધુ સજા-દંડ કરી રૂઆબ દાખવવો.

૧૧. માયાક્રિયા-માનસિક વાસનાઓ પૂર્ણ કરવા નાના પ્રકારના વિસંવાદી વર્ત્તનો ચેષ્ટાઓ કરી બીજાને દાવ-પેચમાં લેવા.

૧૨. લોભક્રિયા-પૌદ્દગલિક પદાર્થોની આસક્તિ વધુ રાખવી, અગર પોતાના સ્વાર્થમાં આડે આવનારનું બુરું કરવાની ચેષ્ટા.

૧૩. ઇર્યાપથિકીક્રિયા-મન, વચન અને કાયાના સૂક્ષ્મ પણ સ્પંદન થતાં સુધી કર્મબંધનનું કારણભૂત યોગોની પ્રવૃત્તિ.

ઉપર મુજબના તેર ક્રિયાસ્થાનકો વાંચી-વિચારી મુમુક્ષુ આરાધક આત્માએ પ્રમાદાદિ કારણે પણ અશુભ વર્તન ન થઇ જાય તેનું પૂરતું ધ્યાન રાખવું.

**વૈરાગ્ય એટલે ?**

દોષદર્શન જનિત વૈરાગ્ય કરતાં આત્માનુભવ પછી ની-વષયોની વિરક્તિ તાત્ત્વિક વૈરાગ્ય છે ! ! !

૧૨ 'પત પછી શું થવાનું છે ?' તેનું જ્ઞાન ન હોવા છતાં અજ્ઞાનવશ થઈ વારંવાર 'આ આમ જ છે કે આમ જ થશે' આવું નિશ્ચયાત્મક બોલવું.

૧૩ શ્રુતજ્ઞાનની ભક્તિ-બહુમાનની લાગણી જાગૃત ન હોવાના કારણે અકાલે સ્વાધ્યાય કરવો.

૧૪ ભૂતકાલમાં થઈ ગયેલ ક્ષતિઓ કે બનાવો યાદ કરી કષાયોની ઉદીરણા કરવી.

૧૫ અસ્થંડિલ (લોકોનો સંચાર વિનાની ભૂમિ કે જે સચિત્ત હોવાનો સંભવ છે) ભૂમિમાંથી સ્થંડિલ ભૂમિમાં આવતાં પગ પૂંજવાની જયણા ન કરવી અગર સચિત્ત રજવાળા હાથે ગોચરી વ્હોરવી, અથવા અશુદ્ધ પૃથ્વી પર બેસવું, ઉઠવું વગેરે કરવું.

૧૬ વિકાલે (રાત્રે) ઊંચા સ્વરે બોલવું કે જેથી અસંયત ગૃહસ્થ સંસાર-કાર્યમાં પ્રવર્તે અગર હિંસક (ગરોળી વગેરે) જંતુ જાગૃત થઇ જાય. અથવા સાવદ્ય ભાષા બોલવી, અજયણાએ બોલવું.

૧૭ સ્વભાવની વિચિત્રતાના કારણે જેની તેની સાથે ક્ષુદ્ર બાબતોમાં પણ કષાયાધીન થવું.

૧૮ સ્વાર્થ કે ઈર્ષ્યા આદિ કારણે સમુદાયમાં એકબીજાને આડુંઅવળું સમજાવી ભેદ-ફૂટ-કુસંપ કરાવવો.

૧૯ ઘણું ભોજન કરવું, કે જેથી અનૈષણા, અસંયમ આદિ અનેક દોષો ઉત્પન્ન થાય. સવારથી સાંજ સુધી

૩ રાત્રિભોજન એટલે કે રાત્રે વહોરેલું દિવસે અગર દિવસે વહોરેલું રાત્રે (વિકાલવેલા-લગભગ સમયે) વાપરવું.

૪ આધાકર્મ-દોષવાળી (સાધુને માટે ખાસ ઉદ્દેશીને બનાવેલ) ગોચરી નિષ્કારણ વાપરવી. અથવા સ્વાદ-લાલસા-તૃપ્તિ માટે દિવસમાં એક વારથી વધુ વાર વાપરવું.

૫ રાજપિંડ વહોરવો.

૬ ક્રીતદોષવાળી (સાધુ માટે ખાસ વેચાતી લીધેલી) ચીજ વહોરવી.

૭ પ્રામિત્ય દોષવાળી (સાધુ માટે ખાસ ઉધારે લવાયેલી) ચીજ વહોરવી.

૮ અભ્યાહૃતદોષવાળી (સાધુ માટે ખાસ સામે લવાયેલી) ચીજ વહોરવી.

૯ આચ્છેદ્ય દોષવાળી (સાધુ માટે ખાસ બીજા પાસેથી ઝુંટવી લાવેલી) ચીજ વહોરવી.

૧૦ ત્યાગ કરેલી ચીજ વહોરવી-વાપરવી.

૧૧ છ માસની અંદર એક ગચ્છમાંથી બીજા ગચ્છમાં જવું.

૧૨ એક માસની અંદર ત્રણ વાર નદી વગેરે

# ભાવસાધુના લક્ષણ

મોક્ષમાર્ગની હિતાવહ સાધના કરવા ઇચ્છતા મુમુક્ષુએ કેવા ગુણો પ્રાપ્ત કરવા જોઇએ તેનું નિરૂપણ ઉપકારી મહાપુરુષોએ ભાવસાધુતા મેળવવા પ્રાપ્ત કરવા લાયક લક્ષણોના વર્ણનમાં સુંદર રીતે કર્યું છે. તે વાંચી-વિચારી પોતાની વ્યક્તિગત ત્રુટિ-ક્ષતિના પરિમાર્જનપૂર્વક તેવી યોગ્યતા પ્રાપ્ત કરવા પ્રત્યેક મુમુક્ષુએ ઉદ્યત થવું ઘટે.

[1]કિરિયા મારગ અનુસારણી,
[2]શ્રદ્ધા પ્રવર અવિવાદ;
[3]ઋજુભાવે પન્નવણિજ્જતા,
[4]કિરિઆમાં હો અપ્રમાદ-સાહેબજી.
[5]નિજશક્તિ સારુ કાજનો,
આરંભ [6]ગુણ અનુરાગ;
[7]આરાધના ગુરુઆણની,
જેહથી લઇએ હો ભવજલતાગ.
સાહેબજી ! સાચી તાહરી વાણી.

(ઉપા૦ યશોવિ. મ કૃત ૩૫૦ ગાથા સ્તવન, ઢા. ૧૪, ગા. ૨-૩)

૧. માર્ગાનુસારિણી ક્રિયા—શાસનમાન્ય અવિચ્છિન્ન પરંપરાઓ અને પંચવિધ વ્યવહારને અનુકૂલ જિનેશ્વરપ્રભુએ પ્રરૂપેલ તમામ પ્રતિલેખનાદિ ક્રિયામાં આદરપૂર્વક પ્રવૃત્તિ.

૨. ઉત્કૃષ્ટ શ્રદ્ધા—શ્રુતધર્મ અને ચારિત્રધર્મની દરેક બાબત પર માનસિક સંવેદનાપૂર્વક અવિહડ શ્રદ્ધા.

૪. ક્રિયામાં અપ્રમાદ—શુભ અનુષ્ઠાનની યથાર્થતા-હિતાવહતા ભાસ્યા પછી તેમાં યથાશક્ય પ્રવર્ત્તવા માટે પ્રમાદાદિથી પીછેહઠ ન કરવી, અગર ચાલુ ક્રિયામાં ઉપયોગશૂન્ય ન થવું. એકાગ્રતા-તન્મયતા કેળવવી.

પ. શક્ય-અનુષ્ઠાન-પ્રારંભ-કેદખાનામાંથી છટકી જવા મથતા કેદીની મનોદશા કરતાં વધુ ઉત્સુકતા-લાગણીપૂર્વક યથાશક્ય શુભાનુષ્ઠાનોના આસેવનામાં સંયમ-શરીરાદિની અનુકૂલતાપૂર્વક વધુ પ્રવૃત્તિ.

૬. ગુણાનુરાગ—ગુણવાન મહાપુરુષો ગુણોની હાર્દિક પ્રતિપત્તિપૂર્વકની અનુમોદના સાથે પોતાનાં તેવા ગુણ પ્રગટ થવાની તમન્ના અને તેના માટે યથાયોગ્ય ઉચિત પ્રવૃત્તિ, તેમજ પોતાના અવગુણોનું યથાર્થ ભાનપૂર્વક દૂર કરવા ઉત્કટ માનસિક મથામણ..

૭. ગુરુઆજ્ઞાની પૂર્ણ આરાધના—વિષય અરણ્યમાં ભૂલા પડેલ મુસાફરની ભોમિયા પરની શ્રદ્ધા કરતાં પણ વધુ ભાવયુક્ત સમ્યક્શ્રદ્ધાપૂર્વક આત્મકલ્યાણના માર્ગના એકેક અંગની યથાર્થ આરાધના સદ્ગુરુદેવના ચરણોમાં નિષ્કામ, આત્મસમર્પણ-ભાવપૂર્વક કરવી.

ઉપર મુજબના મુક્તિમાર્ગના યથાર્થ આસેવનમાં જરૂરી યોગ્યતા મેળવવા ઉપયોગી સાત બાબતો દરેક વિવેકી મુમુક્ષુ આત્માએ પહેલી તકે પ્રાપ્ત કરી સંયમાદિની આરાધનાનું યથાર્થફલ હસ્તગત કરી લેવું ઘટે.



# ક્રિયાના આઠ દોષ

આત્મકલ્યાણની સાધના કરાવનારી ધર્મની ક્રિયા કરવાના પ્રસંગે હાર્દિક પરિણામોની વિશુદ્ધિ-ચોકસાઈના આધારે વિશિષ્ટ ફલની પ્રાપ્તિ શાસ્ત્રકારોએ નિર્દેશી છે, તેથી અહીં ક્રિયા વખતે રહેનારા મનોમાલિન્યના કારણે લાગતા દોષો જણાવ્યા છે, તે ધ્યાનમાં લઈ યથાશક્ય પ્રયત્ને તેનો પરિહાર કરી ધર્મક્રિયાની આસેવના કરવી ઘટે.

खेदोद्वेगक्षेपोत्थान-भ्रान्त्यन्यमुद्रुगासङ्गैः ।
युक्तानि हि चित्तानि, प्रपञ्चतो वर्जयेन्मतिमान् ॥१॥

ખેદ, ઉદ્વેગ, ક્ષેપ, ઉત્થાન, ભ્રાન્તિ, અન્યમુદ, રોગ અને આસંગથી થતા ચિત્તના દુષ્ટ અધ્યવસાયો વિવેકી-બુદ્ધિશાલી પ્રાણીએ સદંતર વર્જવા ઘટે.

૧. ખેદ-કિરિયામાં ખેદે કરી રે,
દઢતા મનની નાહિ રે;
મુખ્ય હેતુ તે ધર્મનો રે,
જેમ પાણી કૃષિમાંહિ રે. પ્રભુ૦ ॥૧॥

ધર્મના અનુષ્ઠાનો આચરતાં થાક-પરિશ્રમ અનુભવવો, મનની દઢતા ન રહેવી.

જેમ પાણી વિના ખેતી સફલ નથી થતી તેમ આ દોષથી ધર્મની આરાધના વસ્તુતઃ થઈ શકતી નથી.

૨. ઉદ્વેગ—બેઠા પણ જે ઉપજે,
કિરિયામાં ઉદ્વેગ રે;

સન્માર્ગમાંથી કે મોક્ષસાધક–યોગમાર્ગની ક્રિયામાંથી ચિત્તનું ઉડી જવું. ચિત્તના ઠરેલપણાના અભાવે આ દોષ પ્રબલ થાય છે.

આ દોષના બલે હૃદયમાં ધર્મક્રિયાનું મહત્ત્વ વિસરાઈ લોકલાજ કે મમત્વાદિ કોઈ કારણે કરવારૂપે કેવલ બાહ્ય આચરણ રહી જાય છે.

**૫. ભ્રાન્તિ**–ભ્રમથી જેહ ન સાંભરે રે,
કાંઈ અકૃત કૃત કાજ રે;
તેહથી શુભ કિરિયાથકી રે,
અર્થવિરોધી અકાજ રે–પ્રભુ ॥ ૧૪ ॥

પ્રસ્તુત યોગક્રિયાના મુખ્ય ધ્યેય–કેંદ્રીભૂત આશયને છોડી બીજા બીજા વિચારોમાં ચિત્તનું જામવું, અગર છીપમાં રૂપા–ચાંદીની ભ્રમણાની જેમ તત્ત્વાતત્ત્વ વિચારણામાં ભ્રાન્તિવાળા થવું,

આ દોષના કારણે ક્રિયાનું યથાર્થ ફલ સિદ્ધ થવામાં વ્યાક્ષેપ ઊભો થાય છે.

**૬. અન્યમુદ્**–માંડી કિરિયા અવગણી રે,
બીજે ઠામે હર્ષ રે;
ઈષ્ટ અર્થમાં જાણીએ રે,
અંગારાનો વર્ષ રે–પ્રભુ૦ ॥૧૮॥

ચાલુ ક્રિયા કરતાં તેના વિશુદ્ધ પરિણામોના અવલંબને છોડી અન્ય બાબતોના કારણે હર્ષ ધારણ કરે,

આ દોષથી ચાલુ ક્રિયાની આસેવના મુખ્ય ફલની સાધના માટે વ્યર્થપ્રાય બની જાય છે.

૮. નિષ્ફલઆરંભી—તત્ત્વાતત્ત્વ-હેયોપાદેયનો વિવેક નહિ હોવાના કારણે શુભાનુષ્ઠાનો કે વ્યાવહારિક પ્રવૃત્તિઓ તમામ લગભગ " આંધળો દળે ને કુતરું ચાટે "-ની જેમ નિષ્ફળ જેવી કરવી કે બનાવી દેવી કારણ કે સન્માર્ગ કે સદુપાયની જાણકારીના બદલે મિથ્યા-ઉપાયોમાં સદુપાયની બુદ્ધિ હોવાથી ફલતઃ તમામ પ્રવૃત્તિ કેવલ શ્રમ-ખેદ ઉપજાવનારી થાય છે. શુદ્ધ શ્રદ્ધાન વિનાની ક્રિયા ' છાર પર લીંપણ ' જેવી હોઈ આશયશુદ્ધિના અભાવે સુંદર પ્રવૃત્તિ પણ આભાસરૂપ જ નિવડે છે.

ઉપર મુજબના ભવાભિનંદી જીવોની માનસિક દશાનો આછો ખ્યાલ આપનારા લક્ષણો વાંચી-વિચારી પ્રત્યેક આરાધક આત્માએ યથાશક્ય પ્રયત્ને મનોભૂમિકામાંથી આમાંના કોઈપણ દૂષણને પહેલી તકે દૂર કરવા પ્રયત્નશીલ થવું જોઈએ.

**જીવનશુદ્ધિનાં સૂત્રો**

- ગુણગ્રાહક દૃષ્ટિ કેળવો
- પોતાની સૂક્ષ્મ પણ ભૂલને મહત્ત્વ આપો
- બોલો ઓછું ! કરો વધારે ! ! !
- પવિત્ર વાતાવરણમાં રહો ! ! !

૫ ક્ષેપ—પૌદ્‌ગલિક પદાર્થોના કારણે મનોવ્યાક્ષેપ.

૬ સ્મૃતિભ્રંશ—માનસિક ધારણાનો અભાવ.

૭ યોગદુષ્પ્રણિધાન—મન-વચન-કાયાની અશુભ પ્રવૃત્તિ.

૮ ધર્માનાદર—સાધવા લાયક હિતકારી પ્રવૃત્તિ તરફ બેદરકારી

ઉપર મુજબના પ્રમાદના પ્રકારો ધ્યાનમાં રાખી આત્મકલ્યાણની સાધના કે સંયમજ્ઞાનધ્યાનપ્રવૃત્તિમાં શારીરિક-માનસિક સુસ્તિ ઉપરાંત બતાવ્યા મુજબના વ્યાક્ષેપોથી પ્રવૃત્તિમાં શિથિલતા ન આવે તેનું પૂર્ણ ધ્યાન રાખવું.

આ સિવાય પ્રમાદના બીજા પણ પાંચ પ્રકાર ખાસ ધ્યાનમાં રાખવા જેવા છે.

" मज्जं विसयकसाया,
णिद्दा विगहा य पंचमी भणिया ।
एए पंच पमाया,
पाडंति घोरसंसारे ॥ "

(સંબોધસિત્તરી)

૧ મદ્ય-કોઈપણ પદાર્થનું વ્યસનરૂપે (તેના વિના ચાલે જ નહિ) ગાઢ-આસક્તિપૂર્વક સેવન.

(માદક પદાર્થોનો સમાવેશ તો આમાં છે જ, પણ તે ઉપરાંત ઇંદ્રિયવાસનાપોષક પૌદ્‌ગલિક પદાર્થોનો પણ આસેવન પ્રકારના આધારે સમાવેશ થાય છે.)

હીન-દીન બનાવી મૂકે છે, તે જાણવું જરૂરી હોઈ અહીં પાંચ ઇન્દ્રિયોના તેવીશ વિષયો અને બસો બાવન વિકારો જણાવ્યા છે.

## પાંચ ઇન્દ્રિયોના ૨૩ વિષયો.

### ૧. સ્પર્શનેન્દ્રિયના આઠ વિષય—

| | |
|---|---|
| ૧ ગુરૂ (ભારે) | ૫ મૃદુ (પોચો) |
| ૨ લઘુ (હલકો) | ૬ કઠિન (કઠણ) |
| ૩ શીત (ઠંડો) | ૭ સ્નિગ્ધ (ચોપડ્યો) |
| ૪ ઉષ્ણ (ઉનો) | ૮ રૂક્ષ (લૂખો) |

### ૨. રસનેન્દ્રિયના પાંચ વિષય—

| | |
|---|---|
| ૧ તિક્ત (કડવો) | ૪ આમ્લ (ખાટો) |
| ૨ કટુક (તીખો) | ૫ મધુર (મીઠો) |
| ૩ કષાય (કષાયલો) | |

### ૩. ઘ્રાણેન્દ્રિયના બે વિષય—

૧ સુરભિ (સુગંધ) ૨ દુરભિ (દુર્ગંધ)

### ૪. ચક્ષુરિન્દ્રિયના પાંચ વિષય—

| | |
|---|---|
| ૧ શ્વેત (સફેદ) | ૪ હરિત (લીલો) |
| ૨ રક્ત (લાલ) | ૫ કૃષ્ણ (કાળો) |
| ૩ પીત (પીળો) | |

आलस्स–मोह–वण्णा, थंभा–कोहा–पमाय–किविणता ।
भय–सोग–अण्णाणा, वक्खेव–कुऊहला–रमणा ॥

૧ આલસ્ય–શુભ પ્રવૃત્તિમાં સુસ્તી
૨ મોહ–ફલ વિષે સંભ્રમ
૩ અવજ્ઞા–અનાદર,
૪ સ્તંભ–અભિમાન,
૫ ક્રોધ–માનસિક વ્યાક્ષેપનો એક પ્રકાર,
૬ પ્રમાદ–વિષય–કષાય–નિદ્રા–વિકથા–મદ્યરૂપ,
૭ કૃપણતા—પૌદ્‌ગલિક પદાર્થોનો આસક્તિના કારણે સદુપયોગ ન કરવો,
૮ ભય–પૌદ્‌ગલિક પદાર્થોના વિયોગની ધાસ્તી,
૯ શોક–ક્ષણિક પદાર્થોનો વ્યામોહ,
૧૦ અજ્ઞાન—હિતાહિતનું ભાન ન હોવું,
૧૧ વ્યાક્ષેપ–માનસિક એકાગ્રતાનો અભાવ,
૧૨ કુતૂહલ–માનસિક ચંચલતા,
૧૩ રમણ––રતિ—જગતના ક્ષુદ્ર પદાર્થો પરની આસક્તિ.

### સમ્યક જ્ઞાનની કુંચી

ગુરુ નિશ્રાએ મર્યાદાપૂર્વક મેળવેલ સમ્યક્ જ્ઞાનના પરિણામે ત્યાગ–વૈરાગ્યના શુભ અધ્યવસાયોના બલે અનાદિકાલીન સંસ્કારો ઉપર મૌલિક નિગ્રહ મેળવાય છે, તેથી જ્ઞાનપ્રાપ્તિમાં ગુરુનિશ્રા અને મર્યાદાનું પાલન બરાબર કરવું

૮ સંયમની સાધનામાં કર્મવશ આવી પડતા દુઃખોથી ગ્લાનિ–દીનભાવ ન લાવવો.

૯ શરીર પરની મૂર્છા–મમતા–આસક્તિનો સર્વથા ત્યાગ કરવા પ્રયત્નશીલ રહેવું.

૧૦ સંસારના કોઈ પણ પ્રલોભનોથી ન લોભાતાં મુક્તિના ધ્યેયમાં અખંડપણે ચોક્કસ રહેવું.

૧૧ ગમે તેટલા પરીષહ–ઉપસર્ગો આવી પડે તો પણ ચિત્તનું સમતોલપણું (સમતા) ગુમાવ્યા વિના સાધનામાં એકાગ્રપણે આગેકૂચ કરવી.

ઉપરની હિતશિક્ષાના આધારે યથાશક્ય જીવનનું ઘડતર કરવા મથનાર સંયમની વિશુદ્ધ આરાધના કરી શકે છે.

## દ્વિતીય સૂત્રની સાર–યોજના

૧ સંયમની શુદ્ધ સાધના કરવા ઇચ્છનારે નીચે મુજબના દોષો જીવનમાંથી ધીમે ધીમે ઓછા થાય તેનું પૂર્ણ ધ્યાન રાખવું ઘટે.

| | | | |
|---|---|---|---|
| ૧ રાગ | ૭ પ્રમાદ | ૧૩ વિકથા | ૧૯ પૈશુન્ય |
| ૨ દ્વેષ | ૮ ઋદ્ધિ-ગારવ | ૧૪ મિથ્યાત્વ | ૨૦ અભ્યાખ્યાન |
| ૩ મોહ | ૯ રસગારવ | ૧૫ અવિરતિ | ૨૧ કલહ |
| ૪ વિષય | ૧૦ સાતા-ગારવ | ૧૬ અશુભ-યોગ | ૨૨ જાતિ આદિનો મદ |
| ૫ કષાય | ૧૧ આર્ત્ત-ધ્યાન | ૧૭ અનાચાર | ૨૩ મત્સર |
| ૬ નાના પ્રકારનાં અસાલંબનો | ૧૨ રૌદ્રધ્યાન | ૧૮ કુશીલાદિનો સંસર્ગ | ૨૪ અમર્ષ |
| | | | ૨૫ મમત્વ |
| | | | ૨૬ અહંકાર |

# સંયમીનો દ્રષ્ટિકોણ

● જેમ જેમ જ્ઞાન વધે તેમ તેમ અનાદિકાલીન સંસ્કારોના બલે જ્ઞાનનો દુરૂપયોગ-ભૂલોને ઢાંકવારૂપે કે વાસનાઓની પૂર્તિના સાધન તરીકે ન થઈ જાય તે માટે જ્ઞાનને સંયમિત રાખવા માટે મોહનીયકર્મને ઘટાડનાર વિવિધ પ્રકારના બાહ્ય અને આભ્યંતર તપના વિવિધ આસેવનમાં જ્ઞાની ગુરુની નિશ્રાએ યથાશક્તિ આગળ વધવા પ્રયત્નશીલ થવું.

● સ્વચ્છંદ, સગવડનું પોષણ, હઠાગ્રહ, વ્યક્તિગત સ્વતંત્રતા આદિ રૂપે મોહ જ આપણા જીવનરથની ગતિને કબજો જમાવતો હોય છે.

તેથી જ્ઞાનીગુરૂની નિશ્રાનો સ્વીકાર અને ગુણાનુરાગ દૃષ્ટિનો ત્રિકાલ જીવન શુદ્ધિ માટે જરૂરી બતાવેલ છે.

● સંયમીએ—

ભાવમાં—સમતા

વિચારમાં—વિવેક

વર્તનમાં—ઔચિત્ય

—સદા જાળવવું જોઈએ.



## સંયમની નિર્મલ આરાધના માટે સદા યાદ રાખવા જેવો મુદ્રાલેખ

"જે સાધુ—

આ—

કીડાઓના સમૂહનું ઘર

કૂતરાં-પંખીના ભક્ષ્યરૂપસડણ-પડણ અને નાશઆદિના ધર્મવાળા—

શરીરને—

રોજ સારા-સારા આહારઆદિથી લાલન-પાલન કરે-

પણ—

સેંકડો જન્મમાં પણ ન મળે તેવી દુર્લભ જ્ઞાનાદિ રત્નત્રયીની આરાધનાના અનન્ય સાધનરૂપ મુક્તિના સર્વોત્કૃષ્ટ અંગભૂત-માનવશરીરથી

કર્મોના તીવ્ર બંધનોને મૂળથી નષ્ટ કરનાર જિનાજ્ઞાની પરિપાલના ઉગ્ર તપ અને શુદ્ધ સંયમની આચરણા નથી કરતો—

તે સાધુ "**ચેષ્ટાકુશીલ** જાણવો"

—મહાનિશીથ સૂત્ર અધ્ય ૩ સૂ. ૩૮



માટે નીચેના ચૌદ સ્થાનોની જાણકારી મેળવી તે તે પ્રવૃત્તિઓમાં અનુપયોગથી થતી હિંસા અસંયમ આદિથી બચવા માટે પ્રયત્ન કરવો જરૂરી છે. અને ગુરૂ નિશ્રાએ યોગ્ય જયણાનું પાલન કરવું હિતાવહ છે.

નીચેના ચૌદ સ્થાનોમાં સંમૂર્છિમ પંચેન્દ્રિય જીવો સમયે સમયે અસંખ્ય ઉપજે અને ચ્યવે છે.

| | |
|---|---|
| ૧ વડીનીતિ(વિષ્ટા)માં | ૮ રક્ત(લોહી)માં |
| ૨ લઘુ ,, (પેશાબ)માં | ૯ શુક્ર(વીર્ય) પુદ્ગલોમાં |
| ૩ શ્લેષ્મમાં | ૧૦ વીર્યમાં |
| ૪ નાસિકાના મેલમાં | ૧૧ મૃતકલેવરમાં |
| ૫ વમનમાં | ૧૨ સ્ત્રી પુરૂષના સંયોગે |
| ૬ પિત્તમાં | ૧૩ નગરના ખાળ-ગટરમાં |
| ૭ પરૂમાં | ૧૪ સર્વ અશુચિ સ્થાનોમાં |

શ્રીપ્રજ્ઞાપનાજી, જીવાભિગમઆદિ આગમ ગ્રંથોમાં આ વાતનું અત્યંત મહત્ત્વપૂર્ણ વર્ણન છે.

### વીર્ય ફોરવણીની જરૂર

तं आइत्तु ण णिहे, ण णिक्खिवे

—પ્રભુની વાણીને સાંભળીને રાખી ન મુકવી પણ વીર્યોલ્લાસપૂર્વક જીવનમાં ઉતારવાનો પ્રયત્ન કરવો.

—શ્રીઆચારાંગ સૂત્ર અધ્ય ૪

## —: અસ્વાધ્યાય કાળ :—

(એક જુના પુસ્તકના આધારે)

૧ જ્યારે આકાશમાંથી સૂક્ષ્મ રજ પડે ત્યારે જેટલો કાળ પડે તેટલો કાળ અસ્વાધ્યાય જાણવો. તેમજ ધુંવર કે ધુંવાડ જેટલો કાળ પડે તેટલો અસ્વાધ્યાય કાળ જાણવો. તેમાં વિશેષ એટલું કે ધુંઅર પડતો હોય તેટલો વખત મુનિએ અંગોપાંગની ચેષ્ટા કર્યા વિના મકાનમાંજ બેસી રહેવું.

૨ ગંધર્વ નગર (આકાશમાં નગર જેવું દેખાય છે તે). ઉલ્કાપાત, દિશાઓનો દાહ અને વિદ્યુતપાત થાય ત્યારે તેટલા વખત ઉપરાંત એક પહોર સુધી અસ્વાધ્યાય કાળ જાણવો.

૩ અકાળે (વર્ષાઋતુ વિના) વિદ્યુતનો ચમકારો થાય અથવા અકાળે મેઘની ગર્જના થાય તો એક પહોર સુધી અસ્વાધ્યાય કાળ જાણવો.

૪ ફાગણ, આષાઢ અને કાર્તિકી ચોમાસી ચૌદશના બાર વાગ્યાથી પ્રતિપદા (એકમ=પડવા) સુધી અસ્વાધ્યાય કાળ જાણવો.

૫ આસો તથા ચૈત્ર સુદિ પાંચમના મધ્યાહ્ન સમયથી આરંભીને કૃષ્ણ પક્ષની પ્રતિપદા સુધી અસ્વાધ્યાય જાણવો. બીજના દિવસે સ્વાધ્યાય કરવો યોગ્ય છે.

બિંદુ ભૂમિ ઉપર પડ્યું હોય તો તે સાઠ હાથની બહાર લઈ જઇને તે ભૂમિ ધોયા પછી સ્વાધ્યાય કલ્પે.

૧૩ માખીના પગ જેટલો પણ ઇંડાનો અથવા લોહીનું બિંદુ ભૂમિપર પડ્યું હોય, તો સ્વાધ્યાય કલ્પે નહિ.

૧૪ ગાય વિગેરેનું જરાયુ જ્યાં સુધી લાગેલું હોય ત્યાં સુધી અસ્વાધ્યાય જાણવો, અને જરાયુ પડયા પછી ત્રણ પોરસી સુધી અસ્વાધ્યાય જાણવો.

૧૫ બિલાડી વિગેરેએ ઉંદર વિગેરે માર્યો હોય તો એક અહોરાત્ર અસ્વાધ્યાય જાણવો. તેટલો કાળ નંદિસૂત્ર વિગેરે પણ ભણવું નહિ.

૧૬ એજ પ્રમાણે મનુષ્યના સંબંધમાં પણ જાણવું, વિશેષ એટલું કે ઉપાશ્રયથી સો હાથ સુધીમાં મનુષ્યના અવયવો અથવા ચર્મ માંસ, રૂધિર હાડકું વિગેરે પડ્યાં હોય તો અસ્વાધ્યાય જાણવો પણ જો ઉપાશ્રય અને તે અવયવ વિગેરે પડેલા સ્થાનની વચ્ચે રાજમાર્ગ ધોરી રસ્તો હોય, તો સ્વાધ્યાય થઇ શકે.

૧૭ સ્ત્રીઓને ઋતુ આવે ત્યારે ત્રણ દિવસ સુધી સ્વાધ્યાય કલ્પે નહિ. પણ જો પ્રદરનો રોગ થયો હોય તો, તે રોગ હોઇ સ્વાધ્યાય કલ્પે નહિ.

૧૮ કોઈ ગર્ભવંતીને પુત્ર પ્રસવ થયો હોય, તો સાત દિવસ સુધી અસ્વાધ્યાય અને જો પુત્રી થઈ હોય તો, અથવા રક્ત અધિક જતું હોય તો આઠ દિવસ સુધી અસ્વાધ્યાય જાણવો. નવમે દિવસે કલ્પે. આ



## અસ્વાધ્યાય કાળ

### વિશેષ વિગત

**પ્રવચનસારોદ્ધાર ભા. ૨ ના આધારે—**

અસ્વાધ્યાય બે જાતનો—આત્મસમુત્થ-પરસમુત્થ,

**પરસમુત્થ સ્વાધ્યાય પાંચ પ્રકારનો**

| | |
|---|---|
| ૧ સંયમઘાતી | ૪ વ્યુદ્‌ગ્રહ (લડાઈ) |
| ૨ ઔત્પાતિક | ૫ શરીર સંબંધી અશુચિ |
| ૩ સદૈવ (દેવકૃત) | |

**૧ સંયમઘાતી ૩ રીતે—**

મહિકા-સચિત્તરજ-વરસાદ

મહિકા-કારતકથી માહ સુધીમાં જે વરસાદના ગર્ભરૂપ ધૂમસ પડે છે તે.

સચિત્તરજ-વંટોલ-મોટા વાયરાઆદિથી ઉડેલી ઝીણી ધૂલ.

વરસાદ-આર્દ્રાનક્ષત્ર પૂર્વેનો વરસાદ આ સંયમઘાતી હોતે છતે અસ્વાધ્યાય જે ક્ષેત્રમાં જેટલા કાલ સુધી

આમાં ગર્જનામાં ૨ પ્રહરનો અસ્વાધ્યાય બાકીમાં ૧ પ્રહર અસ્વાધ્યાય.

રોજ સવારે (સૂર્યોદય પહેલાં અને પછી ૨૪-૨૪ મિનિટ)

બપોરે (મધ્યાહ્ન ,, અને ,, ૨૪-૨૪ ,,

સાંજે (સૂર્યાસ્ત ,, અને ,, ૨૪-૨૪ ,,

મધ્યરાત્રિએ (૨૪ મિનિટ પહેલાં અને ૨૪ મિનિટ પછી સ્વાધ્યાય ન કરાય.

પડિલેહણ આદિ આવશ્યક ક્રિયાઓ થઈ શકે.

ચંદ્રગ્રહણ થાય તો ઉત્કૃષ્ટથી ૧૨ પ્રહર અને જઘન્યથી ૮ પ્રહર અસજઝાય થાય.

તે આ પ્રમાણે-ઉગતો ચંદ્ર, રાહુ વડે ગ્રસ્ત થાય તો તો ૪ પ્રહર રાત્રિના અને બીજા દિવસના ૪ પ્રહર મળી ૮ પ્રહર અસજઝાય.

તથા ગ્રહણસહિત ચંદ્ર જો આથમે તો તે પછીના દિવસ અને રાતના (૪+૪=)૮ પ્રહર અને બીજા દિવસના ૪ પ્રહર મળી ૧૨ અસજઝાય.

સૂર્ય ગ્રહણ થાય તો જઘન્યથી ૧૨ પ્રહર ઉત્કૃષ્ટથી ૧૬ પ્રહર અસજઝાય.

તે આ પ્રમાણે-સૂર્ય ગ્રહણ સાથે આથમે તો ૪ પ્રહર રાત્રિના તથા આગામી દિવસના ૪ પ્રહર અને બીજી રાત્રિના ૪ પ્રહર મળી ૧૨ પ્રહર જઘન્ય અસજઝાય.

ઉગતો સૂર્ય રાહુ વડે ગ્રસ્ત થાય અને ગ્રહણ સહિત આથમે તો તે દિવસ-રાત અને બીજો દિવસ અને રાત મ[illegible] ૧૬ પ્રહર ઉત્કૃષ્ટ અસજઝાય.

૬ અધિકરણ-નિવાસસ્થાન. આત્મા સર્વશુદ્ધ ગુણોનું નિવાસસ્થાન છે. તેમાં જ્ઞાનાદિ અનેક ગુણો રહેલાં છે. માટે તે (અધિકરણ કારક) સંક્ષેપમાં—

**આત્મા આત્માને આત્માએ કરીને આત્મા માટે આત્માથી આત્માના વિષે જાણે છે.**

**આત્મામાં છ કારક (બાધક)**

૧ પર-વિભાવ-રાગાદિ જ્ઞાનવરણીયાદિ દ્રવ્ય કર્મનો કર્તા.

૨ રાગદ્વેષની પરિણુતિ રૂપ ભાવે કરી જ્ઞાનાવરણીયાદિ દ્રવ્યપુદ્ગલને ગ્રહણ કરવારૂપ કાર્ય કરે તે **કર્મ**

૩ અશુદ્ધભાવ પરિણુતિ રૂપ ભાવાશ્રવ તે ઉપાદાન અને હિંસાદિ અઢાર પાપસ્થાનકનાં સેવનરૂપ દ્રવ્યાશ્રવ તે નિમિત્તથી કર્મ બંધાય માટે એ **કરણુ**

૪ અશુદ્ધ ક્ષયોપશમનો અને દ્રવ્યકર્મનો લાભ તે **સંપ્રદાન.**

૫ સ્વરૂપરોધ, શુદ્ધ ક્ષયોપશમની હાની અને પરભાવાનુયાયિતા તે **અપાદાન.**

૬ અનંત અશુદ્ધ વિભાવતા તથા જ્ઞાનાવરાણીયાદિ કર્મને રાખવા રૂપ જે શક્તિ એટલે તેને વિષેજ ચેતનાની વિશ્રામ સ્થિતિ તે **આધાર.**

એ રીતે એ છએ કારકનું ચક્ર અનાદિનું અશુદ્ધપણે બાધકતા રૂપે આત્માને પરિણુમી રહ્યું છે. તે જે વખતે સાધક આત્મા પોતાનો સ્વધર્મ નીપજાવવારૂપ પરિણુમાવે તે પ્રસંગે તે છએ કારક સાધક પણે પ્રવર્ત્યા સ્વગુણરૂપ આત્મધર્મની સાધના કરે છે.

**૪ સંપ્રદાન**–અનાદિકાલ થયાં ચાલી રહેલ
બાહિરાત્મભાવથી નિવૃત્ત થઈ અન્તર સ્વરૂપમાં સ્વાનુભવ
માટે જ ક્ષણે ક્ષણે ઉપયોગ જાગૃતિ કલ્યાણ માટે રહે
તે સંપ્રદાન.

**૫ અપાદાન**–પરભાવની રમણતાથી જે આનંદ
મનાતો હતો તેનાથી મુક્ત થઇને સમ્યક્જ્ઞાન-દર્શન-
ચારિત્રથીજ આત્મામાં આનંદ મેળવે તે.

**૬ સંપ્રસારણ વા સંબંધ**–અનાદિ કાળથી અજ્ઞાન
ભાવથી પર વસ્તુને પોતાની માનીને " મારૂં શરીર મારૂં
ઘર, ધન, કુટુંબાદિ મમત્વભાવથી પોતાના સ્વરૂપને ભૂલી
જનાર આત્મા સ્વાનુભવની પ્રાપ્તિ કરે ત્યારે 'एगो मे
सासओ अप्पा' છે અને બીજા સંબંધો મેં અજ્ઞાનતાથી
જ માન્યા છે. તે કોઇ મારા નથી પણ જ્ઞાનાદિ સ્વરૂપ
જ મારું છે. એમ સમ્યગ્ ભાવે અનુભવીને આત્મસ્વરૂપની
રમણતા તથા સ્થિરતામાં રહે તેને **સંબંધ** કહે છે.

જે કાર્ય–કારણ દશાને પ્રાપ્ત કરવામાં સહાયક બને
તેને જ કારણ કહેવાય છે. જ્યારે આત્મા શુદ્ધ સ્વરૂપનાં
ધ્યાનમાં રહીને શુદ્ધસાધક ભાવને સેવે છે ત્યારે સર્વ કારકો
તે સાધન દ્વારા સહાયક થઇને સાધ્યભાવે પરિણમે છે.

વિશેષ રીતે સાધક–બાધક છ કારકની વાતના સૂક્ષ્મ
રહસ્યને સમજવા માટે અધ્યાત્મયોગી–વાચક પ્રવર **શ્રીદેવ
ચંદ્રજી મ. કૃત ચોવીસીમાંનું** ૧૮મું **શ્રીઅરનાથ
પ્રભુનું સ્તવન** ગુરૂગમથી સમજીને વિચારવા જેવું છે.



મહાપુરુષોએ નિયત કરેલ પ્રણાલિકા આદિના આધારે સાધુજીવનને ઉપયોગી તેમજ અમલમાં મૂકી શકાય તેવી કેટલીક બાબતો ટૂંકમાં સંશકવામાં આવી છે. જેને જીવનમાં ઊતારી વર્તમાનકાલે મેળવી શકાય તેવા ચારિત્રના સુંદર પરિણામને મેળવવા મુમુક્ષુ પ્રાણીએ ઉદ્યમવંત થવું ઘટે.

## સમ્યક્ચારિત્રનાં પોષક અંગો

સંયમની આરાધના કરનાર મુમુક્ષુ પ્રાણીને કેટલાક મહત્ત્વના દૈનિક કાર્યક્રમો શાસ્ત્રાનુસારે વ્યવસ્થિત રીતે કરવા ઘટે છે, તેથી મુનિને રોજના કાર્યક્રમના કેટલાક અંગોની વિચારણા કરી, ત્યારબાદ સર્વસધારણ તત્ત્વોની વિચારણા કરવામાં આવશે.

- પ્રતિક્રમણ
- પડિલેહણ
- સ્વાધ્યાય
- ચૈત્યવંદન
- ગૌચરી (આહાર)
- સ્થંડિલભૂમિ

સહુપ્રથમ આવશ્યક ક્રિયા (પ્રતિક્રમણ) અંગે નીચે મુજબની બાબતો ધ્યાનમાં રાખવા જેવી છે.

૧ પ્રતિક્રમણની મહત્તા
૨ ખમાસમણાની સત્તર પ્રમાર્જના
૩ વાંદણાના પચ્ચીસ આવશ્યક
૪ મુહપત્તિના પચાસ બોલ



## ૨. ખમાસમણની ૧૭ પ્રમાર્જના

પ્રથમ ' इच्छामि० થી निसीहियाए ' સુધી બે હાથ જોડી બોલવું,

ત્યારબાદ જમણા હાથે રજોહરણ(ઓઘા)ને વચ્ચેથી પકડી પાછળના ભાગે જમણો પગ આખો (કમરથી નીચે પાની સુધી) જમણા-ડાબા પગ વચ્ચેનો ભાગ. અને ડાબો પગ આખો (કમરથી નીચે પાની સુધી) એમ ત્રણ સ્થાનની પ્રમાર્જના કરવી.

આ જ મુજબ આગળના ભાગે આ જ ત્રણ ભાગોની પ્રમાર્જના કરવી.

પછી નીચે ભૂમિ ઉપર જમણા પગની સામે, જમણા-ડાબા પગ વચ્ચેની સામે અને ડાબા પગની સામે એમ ત્રણ પ્રમાર્જના કરવી.

પછી નીચે બેસી જમણા હાથમાં મુહપત્તિ લઈ તેનાથી જમણા લલાટથી સળંગ ડાબા હાથ (આખા) ઉપર થઈ ડાબા હાથના પાછલા ભાગે કોણી સુધી પ્રમાર્જના કરવી.

પછી ડાબા હાથમાં મુહપત્તિ લઇ તેનાથી ડાબા લલાટથી સળંગ જમણા હાથ (આખા) ઉપર થઇ જમણા હાથના પાછલા ભાગ કોણી સુધી પ્રમાર્જના કરવી.

### ૩. વાંદણાંના ૨૫ આવશ્યક—

दोऽवणयमहाजायं, आवत्ता बार चउसिर तिगुत्तं ।
दुपवेसिगनिक्खमणं, पणवीसावस्सय किइकम्मे ॥

—શ્રી ગુરુવંદન ભાષ્ય, ગા. ૧૮

ગુરુમહારાજને ઉત્કૃષ્ટ વંદનરૂપે દેવાતા બે વાંદણાંમાં બે અવનત, એક યથાજાત, બાર આવર્ત્ત, ચાર શિરોનમન, ત્રણ ગુપ્તિ, બે પ્રવેશ, અને એક નિષ્ક્રમણ મળી પચીસ આવશ્યકો સાચવવાના હોય છે.

પ્રથમ इच्छामि થી निसीहियाए સુધી હાથ જોડી બોલી અર્ધું અંગ નમાવી अणुजाणह मे मिउग्गहं બોલી (ખમાસમણાની ૧૭ પ્રમાર્જનાની માફક) ત્રણ (પાછળના ભાગે) પગની, ત્રણ આગળના ભાગે પગની અને ત્રણ ભૂમિ ઉપર આડી પ્રમાર્જના કરી निसीहि શબ્દ બોલી અવગ્રહમાં દાખલ થવું.

પછી ઉભડક બેસી મુહપત્તિથી લલાટ-હાથની બે પ્રમાર્જના (ખમાસમણાની પ્રમાર્જનાની જેમ) કરી મુહપત્તિ પુંજીને ડાબા ઢીંચણ ઉપર મૂકવી.

બાદ રજોહરણ ઉપર બન્ને હાથના પંજા પહોળા કરી (દશે આંગળીઓ અડાડી) अ બોલવો, અને તેમજ બંને પહોળા કરેલ પંજાને લલાટે અડાડતાં हो બોલવો; આ જ પ્રમાણે का-यं, અને का-य બોલી संफासं બોલતાં રજોહરણ ઉપર પહોળા કરેલ બન્ને હાથના પંજામાં માથું મૂકવું.

૧ પ્રવેશ-(નિર્સીહિ કહી અવગ્રહમાં પ્રવેશ)
૧ નિષ્ક્રમણ-(आवस्सियाए કહી બહાર નીકળવું)
૧૧ આવશ્યક થયા.

બીજા વાંદણામાં નીષ્કમણને બાદ કરતાં ૧૦ દશ આવશ્યક થયા, એટલે બે વાંદણાના થઈ ૨૧ આવશ્યક થયા.

આ સિવાય વાંદણા વખતે સાચવવાની *યથાજાતમુદ્રા અને મન, વચન અને કાયાની ગુપ્તિ એ ચાર આવશ્યક ૨૧ માં ભેળવતાં પચ્ચીસ આવશ્યક થાય.

ઉપર મુજબના પચ્ચીશ આવશ્યકો વાંદણાં દેતી વખતે શક્તિસંપન્ન આત્માએ સાચવવા જરૂર ધ્યાન રાખવું જોઈએ, કારણ કે છતી શક્તિએ આ આવશ્યકોને ન સાચવવાથી કરાતી વંદનાદિ ક્રિયાનું નિર્જરા ફલ ન મળવાની વાત ગુરુવંદન ભાષ્યની ઓગણીશમી ગાથામાં છે.

માટે છતી શક્તિએ વાંદણામાં આવશ્યકોની સાચવણી રાખવા દરેક મુમુક્ષુએ ધ્યાન રાખવું જરૂરી છે.

---

* **यथाजातमुद्रा**-જન્મ સમયે જેમ બાલક નગ્ન જન્મે છે અને શરીર સંકુચિત હોય છે, તેમ દીક્ષારૂપ જન્મ વખતે સાધુ જેવી અવસ્થામાં હોય તે અવસ્થા વાંદણા વખતે સાચવવાની હોય છે. એટલે દીક્ષા વખતે ચોલપટ્ટો જ ફક્ત પહેરેલ હોય અને ઓઘો મુહપત્તિ હાથમાં લઈ નમ્રભાવે હાથ જોડી ઊભા રહેવાનું હોય છે, તે અવસ્થા વાંદણામાં સાચવવી તેનું નામ **यथाजात** મુદ્રા છે.

છાતીના મધ્યભાગે-જમણી બાજુ અને ડાબી બાજુ—

"માયાશલ્ય નિયાણુશલ્ય મિથ્યાત્વશલ્ય પરિહરું" બોલવું.

જમણા હાથમાં મુહપત્તિ પકડી જમણે ખભે પ્રમાર્જતાં 'ક્રોધ પરિહરું" તેમજ ડાબા હાથમાં મુહપત્તિ રાખી ડાબે ખભે પ્રમાર્જતાં 'માન પરિહરું" બોલવું તથા ડાબા હાથમાં મુહપત્તિ રાખી જમણી કાંખ પ્રમાર્જતાં 'માયા પરિહરું' બોલવું, અને જમણા હાથમાં મુહપત્તિ લઇ ડાબી કાંખ પ્રમાર્જતાં 'લોભ પરિહરું' બોલવું.

પછી મુહપત્તિ સરખી વાળી રજોહરણ(ઓઘા)ને જમણા હાથે પકડી જમણા પગે પ્રમાર્જતાં—

"પૃથ્વીકાય અપ્કાય તેઉકાયની રક્ષા કરું" બોલવું. અને ડાબા પગે પ્રમાર્જતાં—

"વાયુકાય વનસ્પતિકાય ત્રસકાયની રક્ષા કરું" બોલવું.

આ પ્રમાણે શરીરપ્રમાર્જનના પચીશ બોલો થયા.

| | |
|---|---|
| ૩–ડાબા હાથે | ૨–જમણા ખભે-કાંખે |
| ૩–જમણા હાથે | ૨–ડાબા ,, ,, |
| ૩–લલાટે | ૩–જમણા પગે |
| ૩–મુખે | ૩–ડાબા ,, |
| ૩–છાતીએ | ૨૫ પ્રમાર્જના શરીર સંબંધી થઈ. |

૧૦ પ્રશિથિલ—કપડું ઢીલું પકડવું.

૧૧ પ્રલંબ—કપડું લટકતું રાખવું.

૧૨ લોલ—જમીનને અડતું કપડું રાખવું.

૧૩ એકામર્શ—વચ્ચેથી એક બાજુથી પકડી અદ્ધર કરી આખું કપડું હલાવી પડિલેહણ થઇ ગયાનું માનવું.

૧૪ અનેકરૂપધૂનન— અનેક કપડા ભેગાં કરી એકી સાથે ખંખેરી પડિલેહણ થઈ ગયાનું માનવું.

૧૫ શંકિતગણના—અખોડા-પ્રમાર્જના કેટલા થયા તે યાદ ન રહેવાથી આંગળીના વેઢેથી ગણત્રી કરવી.

૧૬ વિતથકરણ—પડિલેહણ કરતાં પરસ્પર વાતો કરવી, વિકથા કરવી, પચ્ચક્ખાણ આપવું, વાચના આપવી કે લેવી વગેરે પ્રવૃત્તિઓ કરવી.

ઉપર મુજબના દોષોને વિવેકબુદ્ધિપૂર્વક સમજી યથાશક્ય પ્રયત્ને વર્જવા ઉદ્યમવંત થવું.

---

शूरः कः ?

इन्द्रियविजेता.

શૂર કોણ ?

ઇન્દ્રિયો ઉપર વિજય મેળવે તે.

વર્ણવી છે કે-દરેક સાધુ-સાધ્વીએ દીક્ષા લીધી ત્યારથી રોજ અઢી હજારનો સ્વાધ્યાય કરવો, જો ભણેલ ન હોય અગર શક્તિ ન હોય તેણે પણ પચીસ બાંધી નવકારવાળી ગણીને શાસ્ત્રાજ્ઞાને નભાવવી પણ ગીતાર્થ આચાર્ય ભગવંતોએ વર્તમાન કાલ માટે નીચેમુજબની વ્યવસ્થા નક્કી કરી છે.

શિયાલામાં ૧૦૦૦ ગાથાનો સ્વાધ્યાય,
ઉનાળામાં ૫૦૦ ગાથાનો „
ચોમાસામાં ૭૦૦ ગાથાનો „

શક્તિસંપન્ન આત્માએ ઉપરની મર્યાદાને નભાવવા જરૂર ધ્યાન રાખવું જોઇએ.

છતી શક્તિએ જ્ઞાની ભગવંતોની સ્વાધ્યાય સંબંધી મર્યાદાને ન સાચવનાર જ્ઞાનકીશીલમાં ખપે છે.

સ્વાધ્યાયના જ્ઞાની ભગવંતોએ પાંચ પ્રકાર વર્ણવ્યા છે.

**વાચના**-નવું ભણવું અગર ભણાવવું.

**પૃચ્છના**-વિનીતભાવે શાસ્ત્ર સંબંધી જિજ્ઞાસાની તૃપ્તિ કરવી.

**પરાવર્ત્તન**-ભણેલું યાદ કરી જવું, અગર મનનપૂર્વક શાસ્ત્રવચનોનો પાઠ કરવો.

**અનુપ્રેક્ષા**- શાસ્ત્રવચનોનું એકાગ્રપણે મનન કરવું.

**ધર્મકથા**-શાસ્ત્રસંબંધી વિચારણા અગર ઉપદેશાદિની યોગ્ય પ્રવૃત્તિ કરવી.

ઉપરના પાંચેનું યથાયોગ્ય પાલન કરી સંયમની આરાધનાને વધુ નિર્મળ બનાવી અધ્યવસાયોની પવિત્રતા
વી જરૂરી છે.

બીજી પ્રદક્ષિણા વખતે—

કેવલિભાષિત વચનમાં, સદ્દહણા સુખકાર ।
જન્મ મરણાદિ દૂરે ટલે, સીઝે જો દરિશણ સાર ॥૩॥

જ્ઞાન વડું સંસારમાં, જ્ઞાન પરમ સુખ હેત ।
જ્ઞાન વિના જગ જીવડો, ન લહે તત્ત્વસંકેત ॥ ૪ ॥

ત્રીજી પ્રદક્ષિણા વખતે—

ચય તે સંચય કર્મનો, રિક્ત કરે વળી જેહ ।
ચારિત્ર ભાખ્યું નિર્યુક્તિએ, તે વંદો ગુણગેહ ॥ ૫ ॥

દરિસણ જ્ઞાન ચારિત્ર એ, રત્નત્રય નિરધાર ।
ત્રણ પ્રદક્ષિણા તે કારણે, ભવદુઃખભંજણહાર ॥ ૬ ॥

● બાદ પ્રભુ સન્મુખ આવી પુરુષોએ પ્રભની જમણી બાજુ અને સ્ત્રીઓએ ડાબી બાજુ ઊભા રહી દર્શન કરવાની મર્યાદા હોવાથી સાધુઓએ પોતાના ડાબા હાથે અને સાધ્વીઓએ પોવાના જમણા હાથે ઊભા રહી અર્ધાંગ નમાવી વિનીતભાવે નમસ્કાર કરવો.

● પછી પ્રભુના ગુણોની વિચારણામાં તન્મય થવા-પૂર્વક મધુર સ્વરથી પ્રભુની સ્તુતિ કરવી, જેનાથી આત્મા પોતાના શુદ્ધ સ્વરૂપની સંવેદના મેળવી શકે.

● પછી પ્રભુથી જઘન્ય નવ હાથ અને ઉત્કૃષ્ટ સાઠ હાથ દૂરના અવગ્રહે ઊભા રહી ડાબી અને જમણી બાજુ થા પાછળ એમ ત્રણ દિશાનું જોવાનું બંધ કરી, ઊભા

વળી આહાર વાપરવામાં જ્ઞાનધ્યાનાદિમાં સહાયક બને તે રીતે શરીરના ટકાવનું ધ્યેય ભૂલાવું ન જોઇએ. આ જ કારણે જ્ઞાની ભગવંતોએ વિગઇઓ પણ જ્ઞાની-ગુરુની નિશ્રા-આજ્ઞા મુજબ જ વાપરવાનું વિધાન કર્યું છે, નહિ તો મારણના ઉપયોગને ન જાણનાર જેમ રસાયણના ઉપયોગથી અનર્થ ઉઠાવે છે, તેમ વિગઇઓના સ્વતંત્ર ઉપયોગ પણ બ્રહ્મચર્યની ગુપ્તિમાં કૃપણ લગાડી સંયમમાર્ગને અવ્યવસ્થિત બનાવી મૂકે છે.

માટે આત્મિક-જ્ઞાનાદિ-ગુણોને વિકસાવવા કરાતી સંયમારાધનામાં સહાયક બને તે રીતે ફક્ત શરીરના નિભાવ માટે જ (સ્વાદ વાસનાઓની પૂર્તિ માટે નહિ) શાસ્ત્રીય મર્યાદા મુજબ આહાર વાપરવા ઉપયોગવંત બનવું જરૂરી છે.

ટાળતી વખતે સંયમોચિત મર્યાદા અવશ્ય ધ્યાનમાં રાખવા જેવી છે, તે આ પ્રમાણે—

વિવેકી સાધુએ શાસ્ત્રીય મર્યાદાનુસાર યથાશક્ય જયણાપૂર્વક સ્થંડિલ ભૂમિની તપાસ કરી, થોડાક ઈંટના ટુકડા–ઢેફાળાં કે કાંકરા વગેરે લેવા, જેના ઉપયોગથી પાણીનો વ્યય અલ્પ કરવો પડે, બાદ ઉત્તર કે પૂર્વદિશા, ગામ, સૂર્ય અને પવનને પીઠ કર્યા સિવાય કુદરતી હાજત ટાળવા "अणुजाणह जस्सुग्गहो" કહી બેસવું, જીવાકુલ મલની સંભાવનાએ છાયામાં બેસવા ઉપયોગ રાખવો. બાદ પાણી આદીથી શુદ્ધિ કરી ત્રણ વાર "वोसिरे" કહેવું.

ઉપર મુજબની જનસાધારણ કુદરતી–હાજત ટાળવાની પ્રવૃત્તિ પણ જયણાપૂર્વક કરવાથી સંયમીને વિશિષ્ટ રીતે કર્મનિર્જરાનું સાધન બની જાય છે, માટે તે અંગે યથાશક્ય યતનામાં ઉપયોગવંત રહેવું જરૂરી છે.

આ પ્રમાણે દૈનિક ચર્યાના કેટલાક તત્ત્વોનો ટૂંકમાં વિચાર કર્યો, હવે સાધુના–સંયમને ઉપયોગી બીજા કેટલાક તત્ત્વોનો ટૂંકમાં વિચાર કરાય છે.

પેસતાં શ્રાવિકાના ઘર કયાં છે ? દહેરાસર કયાં છે ? વગેરે પૂછવું તે સાધુઓને ઉચિત નથી. આના ગુણ દોષ વિગતવાર શ્રીઓઘનિર્યુક્તિ આદિ ગ્રંથમાંથી ગુરુગમથી જાણી લેવા.

આવી અનેક બાબતો વિહાર પ્રસંગે જયણાપૂર્વક વિચારવાની હોઈ શાસ્ત્રકાર ભગવંતોએ **ગીતાર્થને જ સ્વતંત્ર વિહાર કરવાની આજ્ઞા આપી છે.**

જેઓ ગીતાર્થ ન હોય તેઓને ગીતાર્થની નિશ્રામાં રહીને વિચરવા માટે પૂર્ણ ભાર મૂક્યો છે,

આ કારણે જ **એકાકી વિહારને જ્ઞાની ભગવંતોએ અકરણીય બતાવ્યો છે.**

અહીં એકાકીવિહાર શબ્દથી એકલા વિચારવાનો અર્થ સાથે શાસ્ત્રાજ્ઞાવિરુદ્ધરીતે સ્વતંત્ર વિહાર કરનારા અગીતાર્થ ઘણા સાધુઓનો વિહારનો અર્થ પણ સમજવો.

જ્ઞાની ભગવંતોએ નીચેના કારણોએ સમુદાયથી નિરપેક્ષ બની સ્વતંત્ર વિચરનારા સાધુઓનો વિહાર અયોગ્ય ઠરાવ્યો છે.

૧ ધર્મચક્ર સ્તૂપ, જીવંતસ્વામીની પ્રતિમા આદિને જોવા માટે.

૨ તીર્થંકર ભગવંતોના જન્મ, દીક્ષાદિ કલ્યાણક ભૂમિને જોવા માટે.

૩ મોટા જમણવારના પ્રસંગે ગોચરી આદિ માટે.

૪ પગ છૂટો કરવા–વિહારની લાલસા માટે.

૫ સારા આહાર-ઉપધિ વગેરે મળતી હોય તે દેશ–ગામમાં જવા માટે.

આમાં ધર્મચક્ર, સ્તૂપ, જીવંતસ્વામીની પ્રતિમ

# ઉપધિ–પ્રમાણ

સંયમની આરાધના કરનાર મુમુક્ષુ આત્માને –છ કાયના જીવોની હિંસાથી સર્વથા અટકવારૂપના મહાવ્રતને ટકાવવા ઉપયોગી જયણાના પાલન સિવાય જરૂરી પ્રવૃત્તિઓમાં થતા કર્મબંધનથી અલિપ્ત ન રહી શકાય માટે દરેક પ્રવૃત્તિમાં જયણાબુદ્ધિના યથાર્થ રક્ષણ માટે તે તે ઉપકરણો જ્ઞાની ભગવંતોએ શાસ્ત્રીય મર્યાદા મુજબ રાખવા જરૂરી જણાવ્યાં છે.

તે ઉપકરણ સંબંધી શાસ્ત્રીય આજ્ઞા ધ્યાનમાં રાખવાથી શરીર–સંહનનાદિ કે પરિસ્થિતિની વિષમતાએ આચરણની અવ્યવસ્થા થવા છતાં પરિણામોમાં (સશૂકતા) આપેક્ષતા જળવાઇ રહે છે, અને સાપેક્ષ બુદ્ધિએ કરાતી સાચરણામાં શાસ્ત્રાજ્ઞાના બહુમાનની વ્યવસ્થિત જાળવણી રહેતી હોવાથી કર્મબંધનનું તારતમ્ય ઘણું રહેવા પામે છે; માટે અહીં ઉપકરણ સંબંધી ટૂંકો ખ્યાલ આપવામાં આવે છે.

**ઉપકરણ**—એટલે સંયમની આરાધનામાં ઉપકાર (મદદ) કરનાર થાય તે.

ઉપકરણના શાસ્ત્રમાં **ઔઘિક** અને **ઔપગ્રહિક** બે ભેદ બતાવ્યા છે.

તેમાં **ઔઘિક ઉપકરણના** ચૌદ ભેદ નીચે મુજબ છે.

**૩–કપડા** (બે સૂતરાઉ અને એક ઉનનું એટલે કાંબલ, કાંબલનો કપડો અને પહેરવાનો કપડો.)

**૧–રજોહરણ** (કર્મરૂપી ભાવરજ અને ધૂળ વગેરે દ્રવ્યરજની પ્રમાર્જનાનું સાધન.)

૧–અવગ્રહાનંતક–(ગુપ્ત પ્રદેશના રક્ષણ માટે નાવાકારે સઘોટ લંગોટ જેવું પહેરાતું વસ્ત્ર.)

૧–પટ્ટ (અવગ્રહાનંતક ઉપર મલ્લના કચ્છની જેમ કેડ ઉપર પહેરાતું વસ્ત્ર.)

૧–અર્ધોરુક–પટ્ટની ઉપર આખા કેડ વિભાગને ઢાંકી અર્ધી સાથળ સુધી પહેરાતું વસ્ત્ર.)

૧–ચલણી–અર્ધોરુકની ઉપર ઢીંચણ સુધી પહેરાતું વસ્ત્ર.)

૧–અંતર્પરિધાનિકા–(ચલણી ઉપર અર્ધી જંઘી સુધી શરીર સાથે સંલગ્ન રહે તેમ પહેરાતું વસ્ત્ર.)

૧–બહિર્પરિધાનિકા–(દોરા પરોવેલ ઘાઘરા જેવું પગ સુધી પહેરાતું વસ્ત્ર, જે હાલ સાડો કહેવાય છે.)

૧–કંચુક–(સ્તનોના આચ્છાદન માટેનું વગર સીવેલું વસ્ત્ર)

૧–ઔત્કક્ષિક–(જમણી બાજુથી પહેરાતું સ્તનોને આચ્છાદન કરવા માટેનું વસ્ત્ર.)

૧–વૈકક્ષિક–(કંચુક–ઔત્કક્ષિક બન્નેને ઢાંકી દે તેવું પહેરાતું વસ્ત્ર.)

૧–સંઘાડી–(કપડા તરીકે પહેરાતું વસ્ત્ર, તે ચાર પ્રકારે હોય, બે હાથનું (ઉપાશ્રયમાં પહેરવા માટે), ત્રણ હાથના બે (એક ગોચરી માટેનું, એક સ્થંડિલ ભૂમિએ જવા માટે) અને એક ચાર હાથનું (વ્યાખ્યાનાદિમાં જવા માટે.)

૧–સ્કંધકરણી–(પવનાદિથી શરીરના કપડાં આઘાપાછા ન થાય તે માટે વસ્ત્રોની વ્યવસ્થા જાળવનારું વસ્ત્ર,

ચોલપટ્ટો—સ્થવીરોને માટે પાતળો અને યુવાનોને માટે જાડો જાણવો. સ્થવિરોના ચોલપટ્ટાને બમણો કર્યાથી અને યુવાનોના ચોલપટ્ટાને ચારગણો કર્યાથી હાથપ્રમાણ સમચોરસ થાય તેટલું માપ જાણવું.

સંથારો-ઉત્તરપટ્ટો—અઢી હાથ લાંબા અને એક હાથ ને ચાર આંગલ પહોળા જાણવા.

ડાંડો—પોતાના શરીરની ઊંચાઈ પ્રમાણે એટલે કે કાન કે નાસિકાના છેડા સુધીનો હોવો જોઈએ.

ઉપર પ્રમાણે ઉપધિસંબંધી માહિતીને જાણી-સમજી યથોચિત વિવેકબુદ્ધિના ઉપયોગપૂર્વક શકય હોય તેટલી બિનજરૂરિયાતી ચીજોનો ત્યાગ કરી બેદરકારીથી લાગતા અસંયમાદિ દોષોના પરિહાર માટે ઉદ્યત થવું ઘટે.

इत्थ खलु सुही वि असुही, संतंपि असंतं,
सुविणुव्व सव्वमालवालंत्ति ।
ता अलमित्थ पडिबंधेणं ।

આ સંસારમાં સુખી પણ સુખી નથી, વસ્તુ છતી પણ અછતી છે. સ્વપ્નની જેમ બધું આલપંપાળ છે, માટે આના ઉપર પ્રેમ-આસક્તિ રાખવાથી સર્યું !!!

| | | | | |
|---|---|---|---|---|
| ૫ કારતક | ,, –૩ | પગલે | ૪ | આંગલે |
| ૬ માગસર | ,, –૩ | ,, | ૮ | ,, |
| ૭ પોષ | ,, –૪ | ,, | | |
| ૮ માહ | ,, –૩ | ,, | ૮ | આંગલે |
| ૯ ફાગણ | ,, –૩ | ,, | ૪ | ,, |
| ૧૦ ચૈત્ર | ,, –૩ | ,, | | |
| ૧૧ વૈશાખ | ,, –૨ | ,, | ૮ | આંગલે |
| ૧૨ જેઠ | ,, –૨ | ,, | ૪ | ,, |

ઉપરના કોષ્ટકથી સમજાશે કે દર મહિને ચાર આંગલની હાનિ–વૃદ્ધિ થાય છે, આ હિસાબે પંદર દિવસે બે આંગલ, સાત દિવસે એક આંગલ અને રોજ એક આંગલનો કંઈક ઊણો સાતમા ભાગની હાનિવૃદ્ધિ સમજવી.

વળી સ્વાધ્યાય માટે શાસ્ત્રકાર ભગવંતોએ દિવસ-રાત્રિના પહેલા–છેલ્લા પહોર મળી ચાર પહોર (કાળવેલા છોડી) નિયત કરેલ છે, એટલે તે અંગે વિશિષ્ટ કોઈ વ્યવસ્થાની જરૂર નથી રહેતી. પહેલા–છેલ્લા પ્રહરનો ખ્યાલ સહજ આવી શકે તેમ છે.

તથા પચ્ચખાણ પારવા માટે તે તે મહિનામાં અમુક પગલાં પ્રમાણ છાયાની વ્યવસ્થા નિયત કરી છે, તે ઉપરથી સહજ રીતે દરેક આરાધક આત્મા કોઈપણ સાધનની અપેક્ષા રાખ્યા વિના પચ્ચકખાણનો સમય સમજી શકે છે.

અહીં પણ ઉત્તર સન્મુખ ઉભડક બેસી જમણા પગને ઊભો રાખી ઢીંચણની છાયાનું માપ સમજવું.

ઉપર જે કોષ્ટકો બતાવ્યાં તે શ્રીઓઘનિર્યુક્તિ આદિ શાસ્ત્રોના આધારે બતાવ્યાં છે, તે ઉપરાંત બીજા પણ સામાન્યથી સમયને જણાવનારાં કોષ્ટકો શાસ્ત્રોમાં આવે છે તે ઉપરથી યોજેલી કેટલીક સમયની કૂંચીઓ બતાવાય છે.

**આરાધનાનું માપકયંત્ર**

વિષયવાસનાનું જોર અને પૌદ્ગલિક પરાધીનતાનું લક્ષ્ય ઘટે ત્યારે ધર્મની આરાધના પરિણમી કહેવાય.

## પૂર્વાચાર્ય ભગવંતોએ નિયત કરેલ સંયમની મર્યાદા

સાધુપણું મેળવીને લોકોત્તર પરમ સૌભાગ્યશાલી બનેલ મુમુક્ષુ આત્માને સંયમની આરાધના પ્રતિદિન વધતા વીર્યોલ્લાસપૂર્વક કરવા માટે શાસ્ત્રકાર ભગવંતોએ નિયત કરેલ મન-વચન-કાયાના સદ્‌વર્ત્તનોનું અવલંબન લેવાની ખાસ જરૂર છે, તેથી જ પ્રાચીન કાલમાં શાસ્ત્રકાર ભગવંતોએ નિયત કરેલ સદ્‌વૃત્તનોની મર્યાદાને પહોંચી ન વળવાના બહાને મુગ્ધાત્માઓ મર્યાદાહીન જીવન જીવવા તૈયાર ન થઈ જાય માટે દીર્ઘદર્શી વિવેકી પૂર્વાચાર્ય ભગવંતો સમયે સમયે ગચ્છવ્યવસ્થાના યોગ્ય બંધારણને વ્યવસ્થિત કરી તે તે અલ્પ શક્તિ કે વીર્યોલ્લાસવાળાને પણ સંયમની યોગ્ય મર્યાદામાં ટકી રહેવાની સુંદર વ્યવસ્થા કરતા હતા, તેવી વ્યવસ્થા પ્રાચીન કાલમાં **"સાધુમર્યાદાપટ્ટક"** નામે ઓળખાતી,

તેવા ચાર પટ્ટકોમાંથી વર્ત્તમાનકાલે અમલમાં મૂકી શકાય તેવી વ્યવસ્થાના કેટલાક નિયમો મુમુક્ષુ આત્માના ભાવ-વીર્યોલ્લાસની વૃદ્ધિ અર્થે ચૂંટી કાઢી અહીં આપવામાં આવે છે.

### (૧) વિ. સં. ૧૬૪૬ પોષ વદ ૩ શુક્રવારે પાટણમાં જગદ્‌ગુરુ શ્રીવિજયહીરસૂરીશ્વરજી મહારાજે જણાવેલ પટ્ટકમાંથી

૧ રોજ (ઓછામાં ઓછી) એક નવકારવાલી (બાંધી) ગણવી.

(૨) સં. ૧૬૭૭ વૈશાખ સુદ ૭ બુધવારે પુષ્યનક્ષત્રે સાબલીનગરે શ્રીવિજયદેવસૂરિનિર્મિત મર્યાદાપટ્ટકમાંથી

૧ માસકલ્પની મર્યાદાએ ગીતાર્થે વિહાર કરવો.

૨ સમસ્ત યતિએ માંડલે પ્રતિક્રમણ કરવા આવવું, બાધાનું કારણ હોય તો ગુરુને પૂછ્યા વિના સર્વથા ગેરહાજર ન રહેવું.

૩ રાત્રિએ પૂંજ્યા વિના સર્વથા ન ચાલવું.

૪ ઉઘાડા મુખે (મુહપત્તિ રાખ્યા વિના) સર્વથા કોઈ મુનિએ ન બોલવું.

૫ પ્રતિક્રમણ કર્યા પછી ત્યાં જ જે ગણવું હોય તે ગણવું અને સંથારાપોરસી ભણાવ્યા પછી પોતાના સ્થાનકે જવું

૬ પ્રતિક્રમણ ઠાયા પછી "इच्छामो अणुसट्ठिं" સુધી પ્રતિક્રમણમાં ન બોલવું.

૭ પાંચપર્વી કોઈએ વસ્ત્ર ન ધોવા.

૮ આહાર કરતાં કોઈએ ન બોલવું, બોલવાનું કામ પડે તો પાણી પીને બોલવું.

૯ સાધુએ સર્વથા વસ્ત્ર ન ધોવા.

આ નિયમ જેમ બને તેમ ઓછો કે મોડો કાપ કાઢવો પડે તેવી જયણા રાખી અગર બહુ સ્વચ્છ બગલાની પાંખ જેવા ભપકાબંધ કપડા ન રાખવાનો ઉપયોગ રાખી પાળી ...... તેમ છે.)

૨૨ પડિહારુ (ગૃહસ્થ પાસેથી પાછા આપવાની શરતે ઉછીની લાવેલ ચીજ) સર્વથા મોટા કારણ વિના કોઈ સાધુએ ન લેવું.

૨૩ યતિએ કે સાધ્વીએ ઉપાશ્રયની બહાર ન બેસવું.

૨૪ યતિએ શ્રાવિકાને કે સાધ્વીને ગીત-રાસ વગેરે ભણાવવા નહીં અને સંભળાવવા નહીં

૨૫ વિહાર કરતાં સર્વયતિએ-ઠાણા દીઠ ડંડાસણ રાખવા, પુંજવા—પ્રમાર્જવાનો ખપ વિશેષ રાખવો.

૨૬ સર્વયતિએ દિન પ્રત્યે ૧૦૦૦ સજ્ઝાય કરવી. તેટલી ન કરી શકે તો ૫૦૦ સજ્ઝાય કરવી, અર્થાત્ તેટલી ગાથાઓ સંભારી જવી.

## (૩) સં. ૧૭૧૧ માહ સુદ ૧૩ ગુરુવારે પુષ્ય-નક્ષત્રે પાટનગરે શ્રીવિજયસિંહસૂરિપ્રસાદીકૃત મર્યાદાપટ્ટકમાંથી

૧ સુવિહિત ગીતાર્થની નિશ્રાએ સર્વ યતિઓએ વિહાર કરવો.

૨ યથાશક્તિ નિત્ય ભણવા-ભણાવવાનો, લખવા-લખી આપવાનો, અર્થ ધારવા-કહેવાનો ઉદ્યમ કરવો. જ્ઞાનાચારમાં છતી શક્તિ ગોપવવી નહિં.

૩ યોગ વહ્યા વિના કોઈએ સિદ્ધાંત વાંચવા નહિં.

૪ દિનપ્રત્યે આઠ થોઇએ ત્રિકાલે દેવ વાંદવા, જઘન્યપદે એક વાર વાંદવાં.

૧૫ દિવસના બે ઘડી પહેલી ને બે ઘડી પાછલી આહારપાણી આશ્રી જાળવવી, વિશેષ કારણે પણ સૂર્યોદયાસ્ત વેળા જોવી.

૧૬ દિનપ્રત્યે છતી શક્તિએ માર્ગાદિ કારણ વિના એકાસણાદિ તપ કરવો.

૧૭ પાંચપર્વી વિગય ન લેવી.

૧૮ દરરોજ કાંઈક પણ અભિગ્રહ કરવો.

૧૯ અનાચીર્ણ વસ્તુ ન વહોરવી. શીતકાલ વિના ખજુર, દ્રાક્ષ વગેરે ન લેવાં. આર્દ્રા પછી કાચી ખાંડ ન વહોરવી.

૨૦ દિનપ્રત્યે છતી શક્તિએ ૧૦-૨૦ લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવો.

૨૧ દશવિધિ સામાચારી વિશેષ પ્રકારે પાળવી.

## (૪) સં. ૧૭૭૩ માહ સુદ ૨ સોમવારે ભ. શ્રી વિજયક્ષમાસૂરીશ્વરકૃત મર્યાદાપટ્ટકમાંથી

૧ નિત્યપ્રતિ એકાસણાં કરવાં. કારણવિશેષે ઔષધાદિની જયણા.

૨ બીજા સાધુને સજ્ઝાય કીધા વિના સ્થંડિલ ભૂમિકાએ જાવા ન દેવા, કદાપિ જરૂર બાધા હોઈ તો પણ તેમની આજ્ઞા માંગીને જાવું.

... ગીતાર્થ બેસે.

## શું કરવાથી પ્રાયશ્ચિત આવે ?

વીતરાગ પરમાત્માના શાસનમાં આરાધના કરનારાઓને સતત ઉપયોગપૂર્વક જાળવી રાખવા જેવા આરાધકભાવે ટકાવી રાખવા માટે જ્ઞાનાદિસાધક પ્રવૃત્તિમાં અનાભોગાદિ કારણે થઈ જતા અસદ્દવર્ત્તનોમાંથી પાછા હઠવાની જાગૃતિ પ્રધાનપણે જરૂરી વર્ણવી છે.

તે અંગે સાધુજીવનમાં જે જે પ્રવૃત્તિઓ અસદ્દવર્ત્તનરૂપે જ્ઞાની ભગવંતોએ શાસ્ત્રોમાં વિસ્તારથી જણાવી છે, તેમાંની કેટલીક મુમુક્ષુ આત્માને સાવધાની કેળવવા ઉપયોગી થઈ પડે તે શુભ આશયથી જણાવાય છે.

### અસદ્દવર્ત્તનોની યાદી

૧ રોજ ત્રિકાલ ચૈત્યવંદન (દહેરાસર-દર્શનાદિ) ન કરે તો.

૨ અવિધિથી ચૈત્યવંદન કરે તો.

૩ પોતાની શોભા-પૂજા માટે ફલ-ફૂલ બીજાદિની વિરાધના કરે તો.

૪ ચૈત્યવંદન કે સ્વાધ્યાય કરતાં કે સ્વતન બોલતાં ંતરાય કરે તો.

તક્રમણ ન કરે તો.

૨૦ વનસ્પતિ અને ત્રસ જીવવાળી ભૂમિએ માત્રું આદિ પરઠવે તો.

૨૧ પરિષ્ઠાપનિકા ભૂમિનું વિધિપૂર્વક પડિલેહણ ન કરે તો.

૨૨ વગર મુહપત્તિએ ક્રિયા કરે તો કે બગાસું કે વાચનાદિ સ્વાધ્યાય કરે તો.

૨૩ સાવરણીથી કાજો કાઢે તો.

૨૪ સૂર્યોદય પછી પહેલા પહોરમાં એક ઘડી બાકી રહે ત્યાં સુધી નવું ન ભણે તો અગર સ્વાધ્યાય ન કરે તો.

૨૫ દિવસના પહેલા પહોરે સ્વાધ્યાયને બદલે વિકથા કરે તો.

૨૬ સ્વાધ્યાયાદિની શકિત ન હોય તો દિવસના પહેલા પહોરે નવકારમંત્રનું સ્મરણ ન કરે તો.

૨૭ વ્યાખ્યાન ન સાંભળે તો અગર વાચનાદિ સ્વાધ્યાય કે અર્થ ગ્રહણ ન કરે તે.

૨૮ પ્રતિક્રમણ–વાચના કે સ્વાધ્યાય કરતાં, ચાલતાં કે ઊભાં રહેતાં કે તેઉકાયની ઉજેહી પડતાં શરીરાદિનો સંકોચ ન કરે તો.

૨૯ થઇ ગયેલ પાપોની આલોચના કરી ગુરુ પાસે પ્રાયશ્ચિત ન લેતો.

૩૦ પહેલી કે બીજી પોરસીમાં ફરવાની દૃષ્ટિએ બહાર જાવ તો.

૩૧ ગૃહસ્થના ઘર પાસે અશુચિ કરે તો.

૩૨ રાત્રે ઠલ્લે જાય તો.

૩૩ દિવસે જોઈ ન રાખેલ (વગર પડિલેહેલી) ભૂમિમાં રાત્રે ઠલ્લો-માત્રું પરઠવે તો.

૩૪ પહેલા કે બીજા પહોરમાં સ્વાધ્યાયાદિ પડતો મૂકીને વિકથા, અનુપયોગી વાતો કે આર્તધ્યાનને પોષક કથાઓ કરે કે ઉંઘે તો.

૩૫ ઉપાશ્રયમાંથી નિકળતાં "આવસ્સહી" ન બોલે તો.

૩૬ ઉપાશ્રયમાં પેસતાં "નિસિહી" ન બોલે તો.

૩૭ વારંવાર ઉપાશ્રયમાંથી બહાર જાય તો.

૩૮ ગુરુ આજ્ઞાથી ગોચરી આદિ માટે વસતિમાંથી બહાર ગયા પછી રસ્તા વચ્ચે ગમે ત્યાં કથા-વિકથાદિ કરે તો.

૩૯ (મોજાં આદિ) પગરખાનો ઉપયોગ કરે તો.

૪૦ વિચારપૂર્વક, મધુર, થોડું, કામ પુરતું, ગર્વ રહિત, તુચ્છકારરહિત, નિર્દોષ અને સ્વપરહિતકારી ભાષા ન બોલે તો.

૪૧ સાવદ્ય ભાષા બોલે તો.

૪૨ વધારે બોલ બોલ કરે તો.

૪૩ 'જ'કારના પ્રયોગપૂર્વક બોલે તો.

૭૨ જ્ઞાનની ભક્તિ કર્યા વિના વાપરે તો.

૭૩ પોતાના બધા કામ પડતાં મૂકી જ્ઞાનની ભક્તિ ન કરે તો.

૭૪ જ્ઞાનની ભક્તિના બહાને પોતના સ્વાધ્યાયાદિમાં પ્રમાદ કરે તો.

૭૫ જ્ઞાનાવસ્થામાં કારણે સેવવા પડેલ દોષોનું પ્રાયશ્ચિત ન લે તો.

૭૬ જ્ઞાનમાં કહેતાંની સાથે જ તેનું કામ ન કરે તો.

૭૭ ગોચરીના બેંતાલીસ દોષોની યથાશક્ય જયણા ન રાખે તો.

૭૮ *છ કારણ સિવાય ગોચરી વાપરે તો.

૭૯ વાપરતી વખતે સારી-ખરાબ ચીજની કે તેના આપનારની પ્રશંસા-નિંદા કરે તો.

૮૦ રસલોલુપતાથી પદાર્થને વધુ સ્વાદિષ્ટ બનાવી વાપરે તો.

૮૧ છતી શક્તિએ આઠમ, ચૌદશ કે જ્ઞાનપાંચમે ઉપવાસ, ચોમાસીનો છઠ્ઠ કે સંવચ્છરીનો અઠ્ઠમ ન કરે તો.

૮૨ સંયમના ઉપકરણો વ્યવસ્થિત સંભાળપૂર્વક ન રાખે તો.

૮૩ પાત્રા બાંધતાં ઝોળીની ગાંઠ ન છોડે તો.

* આ કારણો આ જ પુસ્તકના પા. ૧૨૫ ઉપર વર્ણવેલા છે.

૯૮ ઊંઘ પૂરી થયા પછી પણ પ્રમાદાદિથી મર્યાદા ઉપરાંત સંથારામાં પડ્યા રહે તો.

૯૯ સચિત્ત પૃથિવી આદિ ૬ કાયનો જાણતાં અજાણતાં સાક્ષાત્ કે પરંપરાએ સંઘટ્ટો થાય તો.

૧૦૦ વાપર્યા પછીનું ચૈત્યવંદન ન કરે તો.

૧૦૧ શાસ્ત્રીય મર્યાદાનુસાર સંયમી જીવન જીવવા માટે બેદરકારી સેવે તો.

આ મુજબ કેટલીક સંયમ વિરુદ્ધ આચરણાઓ જાણવી, તેના આસેવનથી સંયમારાધના દૂષિત થાય છે, માટે સદ્‌ગુરુ પાસે તેનું યોગ્ય પ્રાયશ્ચિત્ત લઈ સંયમની આરાધના નિર્મલ કરવા માટે જાગૃત રહેવું જોઈએ.

આ નોંધ પરમપવિત્ર **શ્રીમહાનિશીથસૂત્ર** આદિ આગમિક આચારગ્રંથોના આધારે તૈયાર કરી છે.

---

"पमत्ते जे हु गुणट्ठीए से हुदंडे"

પ્રમાદશીલતાથી પૌદ્‌ગલિક પદાર્થોની યાશક્તિ જન્મે છે અને કર્મોનો બોજો વધે છે.

—શ્રી આચારાંગસૂત્ર



## સંયમોપયોગી અંતર્નિરીક્ષણ માટે
## જરૂરી કાર્યવ્યવસ્થા પત્રક

સંયમી આત્માની દરેક પ્રવૃત્તિ જ્ઞાનીઓની આજ્ઞા પ્રમાદોની હોય છે, પણ તેમાં સફળતાપૂર્વક પ્રયત્નની ભૂમિકા માટે આપણી શક્તિઓ મન વચન કાયા દ્વારા કરી બાહ્ય વહે છે! તેની સાચી જાણકારી માટે નીચે નાના પ્રમાણમાં રૂપરેખા આપી છે.

આ મુજબ વિવેકી આરાધકને ગુરૂગમથી કરવાથી મનોબળ, વાણી સંયમ અને શારીરિક સફળ પ્રવૃત્તિઓ આપોઆપ વિકસે છે.

---

### જ્ઞાનની સફળતા

जेण मित्ति पभावेज्ज, तं णाणं जिणसासणे ॥
જેના દ્વારા પ્રાણીમાત્ર સાથે મૈત્રીભાવ કેળવાય
તે જ્ઞાન જિનશાસનમાં માન્ય છે.

## સંયમીનું કાર્ય વ્યવસ્થા પત્રક

સવારે કેટલા વાગે ઊઠ્યા ?
કેટલો જાપ કર્યો ?
કેટલા શ્લોક વાંચ્યા ?
,, ,, કંઠસ્થ કર્યા ?
કેટલો વખત જ્ઞાનગોષ્ઠી કરી ?
,, ,, મૌન રહ્યા ?
,, ,, વિકારીભાવ ઉપજ્યા ?
બીજાનું કામ પરમાર્થ વૃત્તિથી કર્યું કે નહિ ?
કેટલીવાર અસત્ય ભાષણ ?
,, ,, માયા પ્રયોગ ?
,, ,, ક્રોધ થયો ?
,, ,, ચીડાણા ?
કેટલો સમય ફોગટ ગુમાવ્યો ?
શાસ્ત્રોનું વાંચન-શ્રવણ કર્યું ?
આજે ખાસરીતે કયા ગુણની કેળવણી કરી ?
આજે કયા દોષને ટાળવાનો પ્રયત્ન કર્યો ?
આજે કયી કુટેવને તજવા સક્રિયતા થઈ ?
આજે કુટેવને વર્જવાના પ્રયત્નમાં સફળ કે નિષ્ફળ ?
આજે કયી ઇન્દ્રિય સૌથી પ્રબળ ?

આજે ગુરુવિનયમાં ક્યાં બેદરકારી ?
ક્રિયાની શુદ્ધિમાં ક્યાં ,,
પ્રતિ૦ માં બોલ્યા ?
પડિ૦ માં ,,
વાંદણાં ખમા૦ ની મર્યાદા સાચવી ?
દ્રવ્ય કેટલા વાપર્યા ?
નિદ્રા-પ્રમાદ થયો ?
વિકથા કરી ?
પચ્ચખ્ખાણ શું ?
સ્વાધ્યાય કેટલો ?
મુહપત્તીનો ઉપયોગ રહ્યો ?
ચાલવામાં ઈર્યાસમિતિ જળવાઈ ?
ગોચરીના ૪૨ દોષમાંથી કયા દોષ લાગ્યા ?
માંડળીના પાંચ દોષમાંથી કયો દોષ ?
પુંજવા-પ્રમાર્જવાનો બરાબર ઉપયોગ રહ્યો ?
ગૃહસ્થ અધર્મ પામે તેવું વર્તન કર્યું ?
અવિનય-ઉદ્ધતાઈનો પ્રસંગ ?

આ રીતે વ્યક્તિગત ગુણ-દોષોના પ્રશ્નો ઉભાકરી તેના ઉપર સૂક્ષ્મચિંતન કરવાથી સંયમ માર્ગે સ્ફુર્તિ [illegible]

## સાધુ જીવનની રૂપરેખા

### ૧ રાતના કેટલા કલાક નિદ્રા લીધી ?

છ કલાકની નિદ્રા પૂરતી ગણાય. રાત્રે દશ વાગે સૂવું અને ચાર વાગે ઊઠવું જોઈએ.

**જરૂર કરતાં વધારે સુવાથી જડતા વધે છે. અને મગજશક્તિ નબળી પડે છે.**

આરાધનામાં આગળ વધવા માટે નિદ્રાને ઘટાડતા જવું જોઈએ. નિદ્રા એ સર્વઘાતી પ્રકૃતિ છે એ ભુલવું નહિ. ત્રણ ત્રણ માસે અડધો અડધો કલાક નિદ્રા ઘટાડવાથી બાર માસબાદ ચાર કલાકની નિદ્રાસુધી પહોંચી શકાય છે.

શ્રીઋષભદેવ સ્વામીએ છદ્મસ્થકાળમા ૧૦૦૦ વર્ષમાં અહોરાત્રિ અને વીર પ્રભુએ સાડાબાર વર્ષનાં છદ્મસ્થ કાળમાં અન્તર્મુહૂર્તની નિદ્રા હતી.

સુતી વખતે મનમાં અમુક સમયે ઉઠવાનો દૃઢ નિશ્ચય કરવાથી તેજ સમયે ઉઠી શકાય છે.

### ૨ સવારે કેટલા વાગે ઉઠયા ?

બ્રાહ્મ મુહૂર્તમાં જાગૃત થઈ જવું જોઈએ.

શાસ્ત્રોમા સાધુ માટે બે પ્રહરની નિદ્રા કહેલી છે. તેમાં પદસ્થોને એક પ્રહરનિદ્રા કહી છે.

જાપ-ધ્યાન-સ્વાધ્યાયાદિ માટે બ્રાહ્મમુહૂર્ત જ સર્વોત્તમ છે મન વગર પ્રયત્ને તે સમયે શુભ ધ્યાનમાં જોડાઈ શકે છે. તે સમયે શાંત વાતાવરણ હોવાથી શાશ્વત સુખને અનુભવવાનું સામર્થ્ય રહેલું હોય છે.

## સંયમપાલનની
## વિશિષ્ટ મર્યાદાઓ

૧ વિગઈ વાપરવી તે સાધુ માટે પાપ છે, કારણે ગુરૂ મહારાજની અનુજ્ઞા મેળવીને પ્રમાણુસર વાપરવા ઉપયોગ રાખવો.

૨ દિવસે ઉંઘવું તે સાધુ માટે દૂષણ છે.

૩ દોડવું કે જલદી ચાલવું તથા રસ્તે ચાલતાં હસવું કે વાતો કરવી સાધુ માટે ઉચિત નથી.

૪ ભૂલ થઈ જાય તો સરલ ભાવે ગુરૂ મહારાજ આગળ નિખાલસથી ઇકરાર કરવો જોઇએ.

૫ કપડાંનો કાપ બહુ મેલા થયા પહેલાં ન જ કાઢવો.

૬ વારંવાર વાપરવું કે વાસના પોષવા ખાતર વાપરવું ઉચિત નથી.

૭ સારી વસ્તુ આપણી પાસે આવી હોય તો બીજા સાધુની ભક્તિ કરવી જોઈએ.

૮ ગુરૂ મહારાજ આવે ત્યારે "મત્થએણ વંદામિ" કહેતાંજ ઉભા થવું જોઈએ.

૯ પોતાની બુદ્ધિનો ઉપયોગ ગુરૂઆજ્ઞા થયા પછી કદી પણ ન કરવો.

" અહુવેલ સંદિસાઉં " આદેશના અર્થને સમજવાની ર છે.

૧૦ કોઈપણ ચીજ મંગાવવી હોય કે કોઈપણ કામ નું હોય તો ગુરૂ મહારાજને પૂછવું જોઈએ.

૧૧ અને દરેક પ્રતિક્રમણ સૂત્રો અર્થપૂર્વક શુદ્ધ ઉચ્ચાર ને અની એકાગ્રતા પૂર્વક કરવું જોઈએ.

૧૨ મુહપત્તીનો ઉપયોગ બરાબર જાળવવો.

૧૩ શ્રાવકો-ગૃહસ્થોને ' આવો જાઓ ' ' બેસો ' આ કરો-તે કરો " એમ કહેવાય નહિ.

૧૪ રસ્તામાં ચાલતાં આડું અવળું જોવું નહિ, વાતો કરવી નહિં, ભણવું, ગોખવું કે આવૃત્તિ પુનરાવર્તનાદિ પણ ન કરવું.

૧૫ ઈર્યાસમિતિનો ઉપયોગ બરાબર જાળવવો.

૧૬ કોઈની પણ નિંદા સાંભળવી કે બોલવી નહિં.

૧૭ સ્ત્રીને જાણી-જોઈને આંખથી ધારી જોવી નહિં.

૧૮ વાપરતાં પહેલાં પાતરામાં અને પડિલેહણ વખતે વસ્ત્રાદિમાં બરાબર દૃષ્ટિ પડિલેહણ કરવું જોઈએ.

૧૯ બીજા સાધુના પાતરાં તરફ નજર ન કરવી કે ' એને શું આવ્યું ? કે ' ' એણે શું વાપર્યું ' આદિ.

૨૦ સાધુએ શરીરને અનુપયોગી ચીજો વાપરવા ટેવ છોડવી જોઈએ.

૨૧ ઓઢવું, સાદું અને વૃત્તિ સંક્ષેપપૂર્વક વાપરવા: સારી ભાવનાઓ આવે છે.

૨૨ કોઈપણ સાધુ કામ બતાવે તો હર્ષપૂર્વક તે કા' કરવા તૈયાર થવું જોઈએ.

૨૩ સંયમના ઉપકરણો સિવાયની ચીજોનો ઉપયોગ સાધુ માટે અનિષ્ટ છે.

૨૪ "સારી વસ્તુ બીજાઓને ભલે મલો ! મારે ગમે તેવી વસ્તુથી ચાલશે" આવી ભાવના હૈયામાં નિરંતર રાખવી.

૨૫ વાપરતાં પહેલાં ગુરૂ મહારાજને પૂછવું જોઈએ કે 'આ ગોચરી......પાણી વાપરૂં ?'

૨૬ બિમારી આદિ આગાઢ કારણ વિના નવકારશીનું પચ્ચ૦સાધુ માટે ઉચિત નથી.

૨૭ સવારમાં ઉઠતાં જ શ્રીનવકારમહામંત્રનું સ્મરણ કરવું જોઈએ, અને ગુરૂમહારાજના ચરણોમાં મસ્તક ઝુકાવી આત્મસમર્પણનો ભાવ કેળવવો જોઈએ.

૨૮ સવારમાં દશ વાગ્યા સુધી કંઈપણ નવું આગમિક પ્રાકરણિક કે સૈદ્ધાન્તિક ગોખવું જોઈએ.

૨૯ સ્તવન સજ્ઝાય આદિ સવારના દશ વાગ્યા પહેલાં ન ગોખાય.

૩૦ ક્રિયાઓમાં લોચા કે અવિધિ કરવાથી વિરાધનાનું ભયંકર પાપ બંધાય છે.

૩૧ સવારે રાઈપ્રતિક્રમણ સૂર્યોદયથી બે ઘડી પહેલાંની ...એ કરવું-પણ ચાર વાગ્યે ઉઠી ન જવું. અને ચાર ...નો કાઉ-કરી ચૈત્યવંદન અને ભરહેસરની સજ્ઝાય ... કરી મંદસ્વરે સ્વાધ્યાય અથવા વિવિધ કાઉસ્સગ્ગ ...વું.

૩૨ સવારે ચાર વાગ્યા પછી સંથારામાં પડી રહેવું સાધુને શોભે નહિ.

૩૩ સંયમના ઉપકરણો, ભણવાના પુસ્તકો આદિ સર્વેને વ્યવસ્થિત રાખવાં જોઈએ.

૩૪ સારાં કપડાં કે સારું વાપરવાનું મળે તેવો વિચાર પણ ન આવવા દેવો. સંયમોપયોગી શુદ્ધ યથા સમયે જેવા મળે તેવા વસ્ત્ર આહારથી ચલાવી લેવાની વૃત્તિ કેળવવી.

૩૫ વાપરવું એ સંયમી માટે વેઠરૂપ છે, શરીરને નભાવવા માટે નછૂટકે કરવાની તે ક્રિયા છે, માટે તેમાં બેઘડીથી ઉપરાંત સમય ન થવા દેવો જોઈએ.

૩૬ આયંબિલનો તપ સાધુ માટે અમૃતરૂપ છે. વિગઈવાળો આહાર ઝેરરૂપ છે. આ વાત ધ્યાનમાં રાખી વગર કારણે મિષ્ટ પદાર્થો કે વિગઈઓનો વધુ પડતો પરિભોગ સાધુએ ન કરવો જોઈએ.

૩૭ સંયમના સઘળા ઉપકરણો અને પુસ્તકો વગેરેનું સવાર-સાંજ જયણાપૂર્વક પડિલેહણ કરવું જોઈએ. સાધુને કોઈપણ ચીજ પડિલેહણ કર્યા વિનાની વપરાય જ નહિ.

૩૮ સાધુની કોઇપણ ચીજ રસ્તામાં રખડતી કે ત્યાં પડી ન રહેવી જોઇએ, તેમ કરવાથી સંયમ ઉપકરણની અવહેલના—આશાતના તેમજ અયતના અધિકરણનો દોષ લાગે છે.

૩૯ રસ્તામાં સામેથી કોઇપણ સાધુ સામે મળે વિનયપૂર્વક હાથજોડી મુખ આગળ મુહપત્તિ રાખી 'મત્થએ વંદામિ' કહેવું.

૪૦ સંયમની નાવમાં બેઠા પછી તેના કર્ણધાર ખલાસીસમા ગુરૂમહારાજની આજ્ઞાઅનુસાર વર્તન રખાય ભવસમુદ્રથી પાર પમાય અન્યથા સંભવ નથી.

૪૧ સારૂં સારૂં વાપરવાથી કે સારી ચીજોનો ઉપયોગ કરવાથી મારૂં પુણ્ય ખૂટે છે અને નવું પાપ બંધાય

૪૨ પાંચ તિથિએ ચૈત્યપરિપાટી જરૂર કરવી.

૪૩ પર્વ તિથિ અને વિશિષ્ટ દિવસોએ ચાલુ દિવસ કરતાં કંઇક વધુ તપ કરવો.

૪૪ સાધુએ દુનિયાની સઘળી પંચાત મૂકી દ આપણા જીવનની શુદ્ધિનો ખ્યાલ બરાબર કેળવવો.

૪૫ બ્રહ્મચર્ય સંયમનો હાથ છે, તે વિના સંયમ મુડદા જેવું છે માટે બ્રહ્મચર્યની નવ વાડોનું પાલન બરાબર કરવા માટે ઉપયોગવંત રહેવું.

૪૬ સાધુએ બોલવામાં કદી પણ 'જ' કારનો પ્રયોગ ન કરવો.



## સંયમની સાધનારૂપ પગદંડીઓ

૧ ગુરૂઆજ્ઞા એ સંયમસાધનાને મુખ્ય પ્રાણ છે, તે વિના કદી પણ આત્મકલ્યાણના પંથે પ્રયાણ શક્ય નથી જ।

૨ ગુરૂના ચરણોમાં આત્મસમર્પણ સંયમ સાધનાનું મુખ્ય અંગ છે.

૩ ગુરૂમહારાજનો ઉપકાર રોજ સ્મરણ કરવો જોઈએ- કે મને ભવસમુદ્રમાં પડતો કેવો બચાવ્યો ? અને બચાવવા હજી પણ નિષ્કારણ કરૂણા વરસાવી રહ્યા છે.

૪ ગુરૂમહારાજ કાંઈ પણ કહે-આજ્ઞા કરે, ભૂલ થતાં તે સંબંધી ઠપકો આપે કે કદાચ કઠોર સ્વરે તર્જનાદિ પણ કરે, પણ આ બધું મારા આત્માના એકાંત હિતઅર્થે છે. મારા ભાવરોગને હટાવવા તેની તીવ્રતા આદિની અપેક્ષાએ મૃદુ-મધ્ય-તીવ્ર-કે કડવા ઔષધોના વિવિધ, પ્રયોગોની પ્રક્રિયા પૂ. ગુરૂદેવ અપનાવી રહ્યા છે !!! આ જાતની શુભ ચિંતના વિવેકબળે ટકાવવી જરૂરી છે.

૫ પૂજ્ય અને ઉપકારી ગુરૂદેવ કે વડિલની સામે કદી પણ જેમ તેમ અસભ્ય ન બોલાય આ માટે પૂરતું ધ્યાન રાખવું.

૬ શરીરને જેટલું ઈચ્છાપૂર્વક કષ્ટ આપીએ તેટલી વધુ પાપોની નિર્જરા થાય છે.

૭ પાંચ મહાવ્રતોનું પાલન પોતાના વ્હાલા પ્રાણોની જેમ કરવું જોઇએ.

૮ કોઈપણ સાધુના દોષો આપણાથી જોવાય નહિં, બીજાના દોષો જોવાથી પોતાનો આત્મા દોષવાળો બને છે, કાળું જોવાથી મન કાળું બને છે, ઉજળું જોવાથી ઉજળું બને છે.

૯ બીજાના ગુણો જ આપણે જોવા જોઇએ.

૧૦ કોઇની પણ અદેખાઈ-ઇર્ષ્યા સાધુથી ન કરાય.

૧૧ બીજાની ચઢતી જોઈને રાજી થવું જોઇએ.

૧૨ "**દરેકનું ભલું થાઓ**" આવી ભાવના નિરંતર રાખવી જોઇએ.

૧૩ પોતાના ઉપકારી ગુરૂ મહારાજના દોષો કે ભૂલો તરફ કદી પણ નજર ન જવા દેવી.

૧૪ શરીરની જ સંભાળ કરનાર સંસારી કહેવાય. આત્માની જ સંભાળ માટે સાવધ રહે તેનું નામ **સાધુ.**

૧૫ શું ખાઇશ ? ક્યારે ખાઇશ ? શું મળશે ? અમુક ચીજ નહિં મળે તો ? આદિ આદિ ક્ષુદ્ર વિચારણાઓ કરવી ઊચિત નથી.

૧૬ ગમે તેવો કડવો બોલ (શબ્દ) સહન કરે તે **સાધુ.**

૧૭ 'હું' અને 'મ્હારૂં' ભૂલે તે **સાધુ.**

૧૮ "સારી વસ્તુઓ બીજાઓને [illegible] તે તેવી વસ્તુથી ચલાવો" આવી [illegible]

૧૯ હસવું તે સાધુ માટે પાપ છે

૨૦ કોઈની પણ મશ્કરી [illegible].

૨૧ ગમે તેવી પણ કોઈની [illegible] નહિ, ડાઘ સંભળાઈ [illegible].

૨૨ કોઈની પણ નિંદા [illegible] પણ નહિ.

૨૩ સ્વભાવ શાંત રાખવો.

૨૪ "સંસાર દુઃખની ખાણ છે, અને સંયમ સુખની ખાણ છે" આ [illegible] યાદ રાખવી

૨૫ કોઈ પણ વાતનો કદાગ્રહ ન રાખવો.

૨૬ હંમેશાં સામા માણસના દૃષ્ટિબિંદુને સમજવા પ્રયત્ન કરવો.

૨૭ કોઈ પણ વાતમાં 'જ'કારનો પ્રયોગ ન કરવો.

૨૮ ગુરૂ મહારાજ વાતમાં હોય કે કામમાં હોય ત્યારે કંઈ પૂછવું નહિ.

૩૨ મરણ ક્યારે ! તેનું કંઈ ધોરણ નથી, માટે શુભ વિચારોને આગળી બનાવવામાં પ્રમાદી ન રહેવું.

૩૩ આપણી પ્રશંસા–વખાણ સાંભળી ફુલાઈ ન જવું. તેમજ નિંદા સાંભળી ક્રોધ ન કરવો.

૩૪ 'આત્મામાં અનંત શક્તિ છે' એ વિચારીને તેને બરાબર દૃઢ રીતે કેળવી સંયમ જ્ઞાન ધ્યાન અને તપની પ્રવૃત્તિમાં વીર્યોત્સાહ પૂર્વક આગળ વધવા પ્રયત્નશીલ રહેવું

૩૫ સંયમાનુકૂલ કોઈપણ પ્રવૃત્તિમાં કાયર કદી ન બનવું. કદાચ પરિસ્થિતિવશ આચારથી કાયરતા આવે તો પણ વિચારોથી કાયર કદી ન બનવું.

૩૬ આંખ, કાન, જીભ વગેરે ઈન્દ્રિયો ડાકૂ છે, તે આત્માનું બધું પુણ્યધન લુંટી લે છે, માટે ઇન્દ્રિયો કહે તેમ ન કરવું–પણ જ્ઞાનીઓ જેમ કહે તેમ કરવું.

૩૭ મધુર ખાવાની સારી ચીજો કે જોવા લાયક સુંદર પદાર્થો ખરેખર ઝેર છે, તેનાથી આત્માને અનંત જન્મ–મરણ કરવા પડે છે માટે ઇન્દ્રિયનિગ્રહ માટે સાવચેત રહેવું.

૩૮ પરસ્પૃહા એ મહાદુઃખ છે, તૃષ્ણાનો વિજય એ સુખની ચાવી છે, માટે જેમ બને તેમ મુનિએ નિઃસ્પૃહતા ખૂબ કેળવવી જોઈએ.

૩૯ વિનય વગરના મોટા તપની કે ભણવાની કંઈ કિંમત નથી.

૪૦ સાધુ જો સંયમની પાલના આરાધક ભાવથી કરે તો મોક્ષની કે દેવલોકની પ્રાપ્તિ કરે છે–પણ વિરાધક ભાવથી

સાધનામાં પ્રગતિ કરી ? તપમાં શક્તિ ગોપવું છું કે કેમ ?"
આદિ.

૬૮ ગુરૂમહારાજની ઇચ્છાને અનુકુલ રહેવું તે સંયમીનું પ્રધાન કર્તવ્ય છે.

૬૯ ગુરૂમહારાજની કોઇપણ આજ્ઞાને આત્મહિતકર માની હૃદયના ઉલ્લાસથી અમલી બનાવવા પ્રયત્ન કરવો.

૭૦ પોતાની મરજી મુજબ ચાલનાર સાધુ કદીપણ સંયમની મર્યાદાઓ જાળવી શકતો નથી.

૭૧ 'મને આમ લાગે છે માટે હું તો આમ જ કરીશ' એવો કદાગ્રહ ન રાખતાં પૂ. ગુરૂદેવને જે યોગ્ય લાગે તે રીતે જ કામ કરવાનો આગ્રહ રાખવો.

૭૨ સ્ત્રી સાથે વાતચીત, બહુ કે વારંવાર વિગઇનો વપરાશ, શરીરની શોભા–ટાપટીપ આ ત્રણે સાધુ માટે તાલપુટ ઝેરસમાન ભયંકર છે.

૭૩ જે સંસારનો દુઃખથી અને પાપથી ભરેલો જાણી ત્યાગ કર્યો, હવે તે સંસારની ફુલામણીમાં ફરીથી ન ફુલાઈ જવાય તે માટે સાવધ રહેવું ઘટે.

૭૪ સાધુને જે સુખ સંયમના અનુભવથી મળે છે તે દેવેન્દ્ર કે ચક્રવર્તીને પણ નથી મળતું.

૭૫ સંયમમાં દુઃખ ઓછું સુખ વધારે–સંસારમાં સુખ ઓછું દુઃખ વધારે–આ એક નક્કર હકીકત છે ! ભલે ! બાહ્યદૃષ્ટિથી આપણને વિપરીત લાગતું હોય કે– "સંયમમાં દુઃખ વધારે છે અને સંસારમાં સુખ વધારે છે." ખરેખર આ ભ્રમાત્મક અનુભવ છે.



# સંયમોપયોગી સોનેરી સુચનો

૧ સંથારામાં અધિકોપગરણ વાપરવું નહિ.

૨ નિદ્રા-પ્રમાદ પ્રહરથી વધુ સેવવો નહિ.

૩ પ્રમાર્જનાનો સતત ઉપયોગ રાખવો.

૪ પરિષ્ઠાપના ભૂમિએ માત્રુ વિધિપૂર્વક પરઠવું.

૫ ઇરિયાવહી-કુસુમિણં કાઉ. વ્યવસ્થિત કરવો.

૬ પ્રતિક્રમણ સૂત્રો પદ્ધતિસર બોલવા.

૭ પ્રતિક્રમણમાં સ્થાને સ્થાને આસન, વસ્ત્ર આદિની મુદ્રા સાચવવી.

૮ પ્રતિક્રમણમાં બોલવું નહિ.

૯ પ્રતિક્રમણ ઉચિત સમયે કરવું.

૧૦ પ્રતિક્રમણ મંદ સ્વરે કરવું.

૧૧ પડિલેહણ વ્યવસ્થિત કરવું.

૧૨ પડિલેહણમાં બોલવું નહિ.

૧૩ મુહપત્તિનો સતત ઉપયોગ રાખવો.

૧૪ શરીરનો સંયમ જાળવવો.

૧૫ સમયસર પ્રતિલેખના પોરસિ ભણાવવી.

૧૬ ઉપધિ મર્યાદાસર રાખવી.

૧૭ પાત્ર પ્રતિલેખના વ્યવસ્થિત કરવી.

૧૮ સંયમોપકરણોનું બહુમાન જાળવવું.

૧૯ ગોચરી માંડળીની જયણા સાચવવી.

૨૦ પાણીના ઘડા પાત્રાં-તરપણી વગેરે ઉઘાડા ન રાખવા.

૨૧ વાપરતાં એંઠા મોઢે ન બોલવું.

૨૨ વાપરતાં પગ ઉભો રાખવો નહિ.

૨૩ વાપરતાં ડાબો હાથ બગાડવો નહિ.

૨૪ દાણા વેરવા, છાંટા પાડવા આદિ અજયણા ન કરવી.

૨૫ ચબ ચબ આદિ અવાજ ન થવા દેવો.

૨૬ કોઇ ચીજ વડીલને છંદના કર્યા વિના વાપરવી નહિ.

૨૭ કોઈ ચીજ નાનાને નિમંત્રણ કર્યા વિના વાપરવી નહિ.

૨૮ દહેરાસરમાં દશત્રિકનું યથા સંભવ પાલન કરવું.

૨૯ દહેરાસરમાં ઉપયોગ પૂર્વક મુદ્રાઓ સાચવવી.

૩૦ દહેરાસરમાં ચૈત્યવંદનના સૂત્રો સ્તવન સ્તુતિ વિગેરે પદ્ધતિસર બોલવા.

૩૧ દહેરાસરમાં થોડીકવાર અંતર્નિરીક્ષણ કરવુ.

૩૨ દહેરાસરમાં થોડીકવાર આત્મ ચિંતન કરવું.

૩૩ ભૂલનો સ્વીકાર કરવો.

૩૪ ક્રોધની ક્ષમાપના કરવી.

૩૫ ગૌચરીના દોષ સંબંધી જયણા રાખવી.

૩૬ આધાકર્મી-ઔદ્દેશિક-નિત્યપિંડ-સંસ્તવપિંડ આદિ મહત્વનો કોઇ દોષ લગાડવો નહિ.

૩૭ ઓઘો મુહપત્તી શરીરથી અળગા નહિ રાખવા.

૩૮ ઓઘો મુહપત્તિની ચોલપટ્ટો ઉત્તરપટ્ટા.

૩૯ લૂણાં-ગરણાં-કાછા-કાછડી-પાટલૂછણું કે દંડાસણ વગેરે કોઈ ન ધરાવવાં.

૪૦ બપોરે નિદ્રા ન લેવી

૪૧ માંડલીનું કાર્ય પોતાને ફાળે આવેલું બરાબર ક્રમસર કરવું.

૪૨ વડીલનું વચન ન ઉત્થાપવું.

૪૩ વડીલના પ્રત્યે બેદરકાર ન થવું.

૪૪ ધાતુના વાસણોનો ઉપયોગ ન કરવો.

૪૫ કાળના સમયે આગાઢ કારણ સિવાય બહાર ન નીકળવું.

૪૬ કાળના સમયે બહાર લઈ ગયેલ વસ્ત્ર પાત્રની જયણા સાચવવી.

૪૭ કાળના સમયે ઓઢેલ કાંબળીને જયણા પૂર્વક રાખવી

૪૮ રોજ ત્રણથી વધારે વિગઈ ન વાપરવી.

૪૯ દૂધ, ઘી, ગળપણમાંથી એકનો ત્યાગ કરવો.

૫૦ લૂણાં સ્થંડિલભૂમિની તરપણીની વ્યવસ્થા જાળવવી.

૫૧ મુહપત્તીની અવહેલના સુંથણી ન કરવી.

૫૨ ઓઘાનું બહુમાન જાળવવું

૫૩ જ્ઞાન ધ્યાનની પ્રવૃત્તિમાં પ્રેરણા મેળવવા ગુરૂદેવ પાસે જવું.

૫૪ સંયમની મર્યાદાઓની ઉચિત પરિપાલના કરવા માટે જયણા રાખવી.

## સાધુની અવશ્ય કરણી

(જુના ગ્રંથના આધારે)

(પંદર બોલ)

૧ પડિક્કમણું ન કરે તો ઉઠામણું.

૨ બેઠાં પડિક્કમણું કરે તો ઉપવાસ.

૩ કાળવેળાએ પડિક્કમણું ન કરે તો ચોથભક્ત.

૪ સંથારા ઉપર પડિમક્કણું કરે તો ઉપવાસ.

૫ માંડલે પડિક્કમણું ન કરે તો ઉઠામણું.

૬ કુશીલીયાને પડિક્કમે તો ઉપવાસ.

૭ સંઘને ખમાવ્યા વિના પડિક્કમે તો ઉઠામણું.

૮ પોરસી ભણાવ્યા વિના સૂએ તો ઉપવાસ.

૯ દિવસે સૂએ તો ઉપવાસ.

૧૦ વસ્તિ અણપવેએ આદેશ માંગ્યા વિના સ્વાધ્યાય કરે તો ચોથભક્ત.

૧૧ અવિધિએ પડિલેહણ કરે તો ઉપવાસ.

૧૨ નિત્ય પડિલેહણ ન કરે તો ઉપવાસ.

૧૩ અણપડિલેહ્યા વસ્ત્ર વાપરે તો ઉપવાસ.

૧૪ કાજા અણઉદ્ધર્યા પડિક્કમણું કરે તો ઉઠામણું.

૧૫ ઇરિયાવહી આવ્યે છતે પડિક્કમ્યા વિના બેસે તો ચોથભક્ત.

ઉપરના ૧૫ બોલ શ્રી મહાનિશીસૂત્રમાં કહ્યા છે.

તા. ક. ઉઠેમણું શબ્દની પ્રાયશ્ચિતના ગ્રંથોમાં પરિભાષા પ્રાયઃ નથી, સમજવા ખાતર મળેલુ વૃદ્ધ પુરુષોએ નિર્દેશય માંડલી બહાર કરવાની મર્યાદાને જણાવનાર " ઉત્થાપન શબ્દનું રૂપાંતર રુપ આ શબ્દ દેખાય છે. વિશેષ જ્ઞાની ગુરૂભગવંતો જે કહે તે ખરૂં '

## જન્મ-મરણ સંબંધી સૂતક વિચાર

* પુત્ર જન્મે ત્યારે દિન ૧૦ નું તથા પુત્રી જન્મે ત્યારે દિન ૧૧ અને રાત્રે જન્મે તો દિન ૧૨ નું સૂતક.

* ન્યારા (જુદા) જમતા હોય, તો બીજાના ઘરના પાણીથી જિન પૂજા કરે, અને સુવાવડ કરનારી તથા કરાવનારીને તો નવકાર ગણવો પણ સુઝે નહિ.

* પ્રસવ વાળી સ્ત્રી માસ ૧ સુધી જીન પ્રતિમાની પૂજા કરે નહિ. અને સાધુને પણ વહોરાવે નહિ.

* ઘરના ગોત્રીને દિન ૫ નું સૂતક જાણવું.

* ગાય, ઘોડી, ઉંટડી, ભેંસ ઘરમાં પ્રસવે, તો દિન ૨ નું અને વનમાં જન્મે તો દિન ૧ નું સૂતક.

* ભેંસ પ્રસવે તો દિન ૧૫, બકરી પ્રસવે તો દિન ૮ ગાય પ્રસવે કે ઉંટડી પ્રસવે તો દિન ૧૦ પછી તેનું દૂધ કલ્પે.

* દાસ દાસી જે આપણી નિશ્રાએ ઘરમાં રહ્યા હોય તેનો જન્મ કે મૃત્યુ થાય તો ત્રણ દિવસ સૂતક.

* જેને ઘેર જન્મ તથા મરણ થાય, તેને ઘેર જમનાર દિન ૧૨ સુધી જિન પૂજા ન કરે. સાધુ આહાર લે નહિ. તથા તેના ઘરના જળથી જિનપૂજા થાય નહિ.

* મૃત્યુવાળા પાસે જેઓ સૂએ તેઓ દિન ૩ પૂજા ન કરે.

* આંધીયા, દેવપૂજા ૩ દિન ન કરે. પરંતુ પડિક્કમણ આદિક ને નવકારનું ધ્યાન મનમાં કરે, તો તેમાં કાંઈ પણ બાધ નથી.

* મૃતકને અડક્યા ન હોય તો સ્નાન કીધે શુદ્ધ થાય.

* અન્ય પુરુષ જો મૃતકને અડક્યા હોય તો તે સોલ પહોર સુધી પડિક્કમણાદિક મોટેથી ન કરે પણ મનમાં કરે.

* વેષના પાલટનાર આઠ પહોર સૂતક પાલે.

* જન્મે તે દિવસે મૃત્યુ થાય અથવા દેશાંતરે મરણ પામે તો દિન ૧ નું સૂતક.

* આઠ વરસ સુધીનું નાનું બાળક મરણ પામે તો દિન ૮ નું સૂતક.

* ગાય પ્રમુખનું મૃત્યુ થાય તો કલેવર ઘરની બહાર લઈ ગયા પછી દિન ૧ લગે સૂતક અને અન્ય તિર્યંચનું કલેવર પડયું હોય–તેને ઘેરથી બહાર લઇ જાય ત્યાં સુધી સૂતક.

* જેટલા મહિનાના ગર્ભ પડે તેટલા દિવસ સૂતક.

* ગોમૂત્રમાં ૨૪ પહોર, ભેંસના મૂત્રમાં ૧૬ પહોર ઘેટી, ગધેડી તથા ઘોડીના મૂત્રમાં ૮ પહોર અને નર–નારીના મૂત્રમાં અંતમૂહુર્ત પછી સમૂર્છિમ જીવો ઉપજે.

## ઉપદેશ પ્રાસાદમાંથી

* ધુંવારા પડે તો સૂત્ર ભણવાની તથા પડિલેહણ પ્રતિક્રમણાદિ ક્રિયા પણ ન કરવી. વચ્ચે રાજમાર્ગ હોય તો છૂટ.



# સંયમોપયોગી જરૂરી મહત્વની

## હિતશિક્ષાઓ

### પ્રતિક્રમણ

● પાપોની આલોચના રૂપ આ ક્રિયામાં પૂર્ણ ઉપયોગ જાળવવો જરૂરી છે,

તેનાથી મોહનીય કર્મ મંદ પડે છે, માટે પ્રતિ૦ ના સૂત્રો શુદ્ધ સંહિતાની જાળવણી સાથે સ્પષ્ટપણે બોલવા.

તેમાં જ્યાં જ્યાં જે જે મુદ્રા છે તેનો ઉપયોગ બરાબર રાખવો.

● ઓઘો નાભિથી ઉપરના ભાગે અડવો ન જોઈએ તેનું પૂર્ણ ધ્યાન રાખવું જોઈએ.

ઓઘો મુહપત્તિ ચાલુ ક્રિયામાં શરીર સંબંધ જ રાખવાં.

શરીરથી સહેજ પણ અળગા પડે તો તુર્ત ઈરિયાવહી કરવા.

● ઉજેહીની જયણા પૂર્ણપણે સાચવવી, કાંબલ આદિના ઉપયોગ માટે બેદરકારી ન રાખવી.

* કાઉસ્સગ્ગમાં જિનમુદ્રા

ચૈત્યવંદન-નમોત્થુણં. સ્તવનાદિમાં યોગમુદ્રા

જાવંતિ, જાવંત કેવિ૦ જયવીયરાય૦ માં મુક્તા-શુક્તિમુદ્રા

સજ્ઝાયમાં ઉત્કટિકાસન.

૭ આવશ્યકમાં યથાજાતમુદ્રા.

શ્રમણ સૂત્ર બોલતાં વીરાસન અથવા તેની મુદ્રા "કરેમિ ભંતે૦" આયરિય ઉવજ્ઝાએ"૦ માં અંજલિ મુદ્રાનો તે ઉપયોગ રાખવો.

પ્રતિ૦માં પણ બીજાથી બોલાતાં સૂત્રો મનમાં ધારવા અવ્યક્ત પણે બોલવા

• પ્રતિ૦માં સૂત્રો બોલતી વખતે મુહપત્તિનો ઉપયોગ બરાબર જાળવવો.

• ખમાસમણાની ૧૭ પ્રમાર્જન, વાંદણાના ૨૫ આવશ્યક જાળવવા ઉપયોગ રાખવો.

• પદ્ય રૂપ સૂત્રો તેતે ગાથા આદિ છંદની પદ્ધતિથી બોલવાં અને ગદ્યરૂપ સૂત્રો સંહિતાની પદ્ધતિથી બોલવાં.

• ઓઘો ચરવળાની જેમ છેડા ભાગથી ન પકડવો અર્થાત્ દોરીના ઉપરના ભાગે ન પકડવો, પણ વચલી દોરી અને નીચલી દોરીના વચ્ચે પકડવો અને મુહપત્તિ અંગુઠાની આગળના ભાગે ઓઘા સાથે પકડવી.

• પ્રતિ૦માં આવતા દરેક આદેશ માગવા ઉપયોગ રાખવો.

● તે-તે બોલાતા સૂત્રો યથાશક્ય ઉપયોગની જાગૃતિ સાથે શુદ્ધ ઉચ્ચાર સંહિતાની જાળવણી મુદ્રાની મર્યાદા આદિ સાથે બોલવાં.

● પ્રતિ૦માં સંપૂર્ણ મૌન જાળવવું, તેમાં પણ છ આવશ્યકમાં તો ખાસ.

● પ્રતિ૦માં સ્થાપનાચાર્યની વિનય મર્યાદા બરાબર જાળવવી.

● પ્રતિ૦માં સ્થાપનાચાર્ય હાલી ન જાય.

કોઈની આડ ન પડે તેનો પૂર્ણ ઉપયોગ રાખવો.

છ આવશ્યકમાં વિશેષ કરીને ધ્યાન રાખવું.

સહસા કદાચ થઈ જાય તો ઈરિયા૦ પડિક્કમવા.

● રાઈ પ્રતિ૦માં મંદ સ્વરે અત્યંત ધીમા શાંત સ્વરે સૂત્રો બોલવાં.

● સકલતીર્થ કે તપચિંતવણી કાઉ૦ વખતે મ્હોં ઝાંખણીયું અજવાળું થાય તેનું ધ્યાન રાખવું.

પડિલેહણઃ-

● પડિલેહણ કરતાં પહેલાં આપણી તમામ ઉપાધિ એકત્રિત કરી લેવી.

● ચાલુ પડિલેહણમાં જરાક પણ આઘા-પાછા થવું નહિં-થવું પડે તો પૂંજવાનો ખૂબ જ ઉપયોગ રાખવો.

ત્રણ ડગલાથી વધુ જવાના અવસરે દંડાસણની પૂંજવાની જયણા કરવી.

● પડિલેહણ કરાની દરેક ચીજને લેતાં-મૂકતાં દષ્ટિ પડિલેહણ અને ઓઘા-દંડાસણ કે મુહપત્તીથી પ્રમાર્જનાનો ઉપયોગ રાખવો.

● અત્યંતનાની ચીજ અથવા પવિત્ર સંયમ કે જ્ઞાનના ઉપકરણો તથા દોરા-દોરી-હાંડી ઓઘાનો પાટો પોથીની પટ્ટી વગેરેને મુહપત્તીથી પ્રમાર્જવા.

આસન કે સંથારીયું પાથરવાની ભૂમિ, વીંટિયો, પવિત્ર પોટલી કે પોથી, પાટ-પાટલા, દાંડો, દંડાસણ આદિની પ્રમાર્જના ઓઘાથી કરવી.

સ્વાધ્યાય ભૂમિ, પ્રતિક્રમણ ભૂમિ, પડિલેહણ ભૂમિ સંસ્તારક ભૂમિ આદિની પ્રમાર્જના દંડાસણથી કરવી.

આમાં વ્યત્યાસ-વિપર્યાસ ન થાય તેનુ પૂર્ણ ધ્યાન રાખવું.

● પડિલેહણ કરેલ વસ્ત્રાદિ પડિલેહણા નહિ કરેલ વસ્ત્રાદિ સાથે મિશ્ર ન થાય તેનું પુરતું ધ્યાન રાખવું.

● સૌથી પહેલાં ભૂમિ પ્રમાર્જી આસન પડિલેહી પાથરી તેના ઉપર પડિલેહેલ વસ્ત્રાદિ મૂકવાં.

● વસ્ત્રોની પડિલેહણામાં વસ્ત્ર નીચે જમીનને ન અડે આપણા શરીરને ન અડે તે રીતે ઉભડક પગે બેસી અદ્ધર પડિલેહવું.

પડિલેહણ કરાતા વસ્ત્રાદિના ત્રણ ભાગ કરી ચક્ષુથી પડિલેહી (એક બાજુ) ફરી બીજી બાજુ પણ તે જ રીતે ત્રણ ભાગ કરી દૃષ્ટિપડિલેહણ કરી "સૂત્ર" ૦ પહેલી બાજુ-દૃષ્ટિ પડિલેહણ.

• કાજો લીધા પછી સૂપડીમાં ભેગો કરી તપાસી પરઠવી જ્યાં ભેગો (કાજો) કર્યો હોય તે સ્થાને ઊભા રહી ઇરિયા૦ પડિક્કમ્યા પછી સૂપડી-દંડાસણ યથાસ્થાને મૂકવાં.

• સાંજના પડિ૦માં કાજો વોસિરાવી ઈરિયા૦ પડિક્કમી પાણી ગાળવા માટે ઘડો-ગરણું કાછલી આદિ એકત્રિત કરી ઇરિયા૦ પડિક્કમી પડિલેહી પાણી ગાળવું.

• ૭ ઘડી દિન ચઢચે "બહુપડિપુણ્ણા પોરસી" ભણાવતી વખતે બધાં પાતરાં, દોરા, તરપણી, લુણાં ગળણું વગેરે ભેગું કરી પછી ઈરિયા૦ પડિક્કમવા.

ઝોલી વગેરેની ગાંઠ-દોરાની આંટી ખોલવી વગેરે બધું પ્રથમ કરી લેવું.

પછી નીચેના ક્રમ પ્રમાણે પડિલેહણ કરવું :-

૧ ઉપરનો ગુચ્છક (કાંણાવાળો)

૨ ચરવળી (પાય કેસરીયા)

૩ ઝોલી

૪ પલ્લા

૫ રજસ્રાણ

૬ પાત્ર સ્થાપનક (નીચેનો કરવો)

૭ પાતરાં

## પાત્રાનું પડિલેહણ આ રીતે:-

પ્રથમ પાતરાંની ઉપરની ફરતી લાલ કિનારી ઉપર ચરવલી ફેરવવી (પ્રમાર્જના કરવી) પછી પાતરાંને તે પડિલેહેલી કિનારીથી બરાબર પકડી-(જમીનથી ૪ આંગલથી વધારે અદ્ધર નહિં) અંદર ચરવલીથી પ્રમાર્જના કરી બહાર પ્રમાર્જના કરી નીચે ચરવલીથી પ્રમાર્જના કરવી.

• વાપરતાં. પ્રતિક્રમણ–પડિલેહણ આદિ આવશ્યક ક્રિયા કરતાં, માત્રક હાથમાં હોય ત્યારે, લઘુનીતિ વડીનીતિ કરતાં બોલાય જ નહિ.

• વાપરતાં બોલવાની જરૂર પડે તો મુખ શુદ્ધિ કરીને જ બોલવું.

• ગોચરી–પાણી દૂર જવાથી, તથા જ્યાં સાધુ–સાધ્વી ઓછા જતાં હોય તેવા ઘરોએ જનારને ઘણી નિર્જરા થાય છે.

• જ્યાં ઘણા સાધુ સાધ્વીઓ જતાં હોય તેવા ઘરોમાં અગાઢ કારણ વિના ન જવું.

• એક ઘરે એકથી વધુ વાર ગોચરી માટે ન જવું જોઇએ.

• સમુદાયમાં રહેનાર સાધુએ સ્વકુટુંબ માફક સર્વ સાથે સાપેક્ષ પણે દરેક કાર્ય પોતાનું સમજીને હરખભેર કરવું જોઇએ.

• સ્વામી–જીવ–તીર્થંકર–ગુરૂઅદત્તના પ્રકારોનું રહસ્ય ગુરૂગમથી સમજી ત્રીજું વ્રત દૂષિત ન થાય તેની કાળજી રાખવી.

• સાધુ જીવન સાદાઈથી બિન જરૂરી વસ્તુના ઉપયોગ સિવાય ઓછામાં ઓછી ચીજથી નભાવી શકાય તેવું હોવું જોઇએ.

• શોભાની વસ્તુઓથી નવગજ દૂર રહેવું.

• કોઈ વખત ઓછી કે અણગમતી ચીજ આવી મળે તો મનમાં દુઃખ ન લાવવું.

• ગૃહસ્થો આવા કપરા કાળમાં પોતાનું જીવન કેવી રીતે નભાવે છે તે વિચારી " જે અ ર્કો ભોગ પિણ્ " ના મર્મને સમજી સ્વેચ્છાથી ત્યાગબુદ્ધિ કે વિરાગ બુદ્ધિ કેળવવી.

• દશવૈકાલિકનું સાર્થ વાચન નવદીક્ષિતાવસ્થા દીક્ષા પછી ૧૮ માસ સુધી લગભગ અવારનવાર રોજ થોડું થોડું કરવું (૯ મું અધ્ય૦ ૧૦ મું અધ્ય૦ ખાસ) પછી મહિનામાં એકવાર દીક્ષાના બીજા ૧૮ માસ સુધી, પછી વર્ષમાં એક વાર આખું અખંડ દીક્ષા તિથિના આગલા ૭ દિવસ અને પાછલા ૭ અને ૧ દીક્ષા તિથિ એમ પંદર દિવસમાં પૂરૂં કરવું.

• રત્નાધિક સાધુની પડિલેહણ આદિ ભક્તિ બાહ્ય વિનય પ્રતિપત્તિ કરવામાં જરાપણ ઉપેક્ષા ન કરવી.

• વડીલ ગુરૂની ભક્તિ કે બહુમાનની પ્રવૃત્તિમાં ભણવાના બહાને કે બીજા કારણે ઓછાશ ન થવા દેવી.

• મોટા બોલાવે કે તુર્ત ગમે તે કામ પડતું મૂકી " જી સાહેબ " કરી ઉભા થવું.

• નાના કે મોટા કોઇપણ ગ્લાન મુનિની સેવા ભક્તિ વૈયાવચ્ચના કામમાં પ્રથમ લાભ અને કેમ મળે ? એવો ભાવ રાખવો ! અને ગમે તે કામ પડતું મૂકી ગ્લાનની સેવા ખડે પગે પ્રથમ કરવી.

કેમ કે-તેમાં મહાલાભ-કર્મનિર્જરાનો છે.

• દહેરાસરમાં શાંત ચિત્તે શુભ ભાવના ઉલ્લાસ સાથે ચૈત્યવંદન કરવું.

ત્યાં બિલકુલ ઉતાવળ ન કરવી.

ઓછામાં ઓછી ૨૦ મિનિટ તો દહેરામાં ગાળવી જોઈએ.

બારી બારણાં બંધ કરતી વખતે ઓઘા કે ડંડાસણથી તેને સાંધા અને તેવા મિજાગરાઓને પુંજવા-આદ ઉપયોગથી જયણા કરવી.

કેમકે-જયણા એ ધર્મની માતા છે.

સામાન્યતઃ પંદર દિવસ પહેલાં કાપ ન કાઢવો.

જરા જરા મેલા કપડાં ને ચોખલીઆવૃત્તિ કે ટાપટીપ કરવાની વૃત્તિથી કે વારંવાર ધોવાની ગૃહસ્થાપણાની ટેવને તિલાંજલી આપવી ઘટે.

• પાણી એક તો પીવા માટે પણ વર્ત્તમાનકાલે બહુ વિચારણીય થઈ પડેલ છે. પ્રાસુક અચિત્ત નિર્દોષ બહુ દુર્લભ થઈ પડયું છે. પણ જીવન નિર્વાહ અર્થે ન છૂટકે લેવું પડે, પણ શોખ ખાતર કાપ માટે પાણીનો ઉપયોગ તેમજ સાબુ-સોડા આદિ ક્ષારવાળા પાણીને પરઠવવામાં પણ બહુ વિરાધનાનો સંભવ છે.

**માટે કાપ માટે પુરતી જયણા રાખવી જરૂરી છે** તે માટે જેમ બને તેમ ઉપયોગ રાખી કપડાં ઓછાં મેલા થાય કે અવારનવાર એકલા ક્યારેક સ્વાભાવિક વધુ પડતાં પાણીના સંયોગે પાણીથી સાફ કરતા રહેવાથી બહુ વિરાધનાનો પ્રસંગ નહિ આવે.

• સાધુએ વચન પણ બહુ વિવેક પૂર્વક સંયમને પોષણ જાણયે-અજાણયે પણ સાક્ષાત્ કે પરંપરાએ સીધી યા આડકતરી રીતે સંયમને પોષણ આપનાર ન બને તેવું બહુ ઉપયોગ પૂર્વક બોલવાનું હોય

## ગોચરી

ગોચરી-માંડલીના નિયમોનું પાલન બરાબર કરવા માટે તત્પર રહેવું જેમકે—

• વડિલના આવ્યા વિના કે તેઓની આજ્ઞા વિના વાપરવું નહિં.

• કોઇપણ ચીજ માંગવી નહિ, માંગીને લેવું નહિ. શરીરાદિની અનુકૂળતા ન હોય તો ગોચરી પહેલાં અગર અન્ય સમયે ગુરૂને વાત કરી દેવી.

• આપણાથી પર્યાયે વડિલ હોય તેમના જ હાથે કોઈ પણ ચીજ લેવી.

• સ્વતંત્ર આપણા હાથે કોઈ પણ ચીજ ન લેવી.

• માંડલીના નિયમાનુસાર ગોચરીની વધ-ઘટ પ્રસંગે સહકારી ભાવથી વર્તવું.

• ઉણોદરીના લક્ષ્યપૂર્વક વાપરવાના ધ્યેયને પ્રસંગે માંડલીની વ્યવસ્થા-બંધારણને અનુકૂલ રહી જાળવવા પ્રયત્નશીલ રહેવું.

• થોડું ઓછું હોય તો ચલવી લેવાની અને થોડું વધુ હોય તો કચવાટ કર્યા વિના નભાવી લેવાની ટેવ કેળવવી.

દાણા વેરવા, એંઠા હાથથી લેવડ-દેવડ, એંઠા મોંઢે બોલવું, પગ ઉભો કરવો, ભીંતનો કે હાથનો ટેકો લેવો, ચબચબ અવાજ કે સબડકા મારવા આદિ જયણા તેમજ સ્વાદ વૃત્તિઓથી ઘણા પાત્રાંનો ઉપયોગ-આદિ માંડલીના દૂષણો યથાશક્ય પ્રયત્ને વર્જ[illegible]

વૃદ્ધોના કથનાનુસાર

# સાધુ હિતશિક્ષા

૧ લુણાંનું પાણી તડકામાં ન પરઠવવું તેમજ લુણું તડકે ન મુકવવું.

૨ દંડાસણ ઉભું ન મુકવું. એક સાથે બે કે અધિક દંડાસણ ન ટાંગવા. પાટલો ઉભો ન મુકવો. બલવણ હાથોહાથ લેવું કે દેવું નહિ.

૩ કાજો લીધા વગરની ભૂમિ સંથારા કે ગોચરી માટે સ્વાધ્યાય કરવા કે બેસવા માટે કામ ન લાગે. ઇરિયાવહી પડિક્કમી કાજો લેવો જોઇએ. તેમજ વસ્ત્રપાત્ર પણ પડિલેહણ કર્યાં હોય તેજ વાપરવાં.

૪ વાપરતાં. પ્રતિક્રમણ-પડિલેહણાદિ આવશ્યક ક્રિયા કરતાં બોલવું નહિ. વાપરતાં જરૂર પડે તો મુખ શુદ્ધ કરી બોલવું.

૫ પ્રતિક્રમણ કરતાં છ આવશ્યક સુધી લઘુનીતિ કરવા ન જવું કે કંઇ પણ અન્ય કાર્ય કરવું નહિ.

૬ ગોચરી પાણી દૂર જનાર સાધુને તેમજ અજાણ્યા ઘરે-જ્યાં બહુ સાધુ સાધ્વી ન જતાં હોય ત્યાં-જનારને ઘણી નિર્જરા થાય. દાનસંસ્કાર ટકી-વૃદ્ધિ પામે છે. ઘણા સાધુ સાધ્વી જ્યાં જતા હોય તે ઘરે વગર કારણે ન જવું. આખા દિવસમાં એક ઘરે એકથી વધારે વાર ન જવું જોઇએ.

# સાધુ જીવનની સારમયતા

મુમુક્ષુ આત્માને વ્યક્તિગત કલ્યાણની સાધના પ્રધાન હોય છે, તેની સાચવણી–ખીલવણીને સાપેક્ષ રહીને સર્વ કાર્યો કરવાનાં હોય છે, માટે મુમુક્ષુ આત્મા અનંત-પુણ્યરાશિના અતિપ્રકર્ષના પરિણામે મેળવેલ પ્રભુશાસનના લોકોત્તર સંયમ-ની આરાધનાના અનુકૂળ સાધનોની સફલતા યથાયોગ્ય શી રીતે મેળવી શકાય તે અંગે **શ્રીઆચારાંગ** આદિ શાસ્ત્રોમાં નાના પ્રકારનું વર્ણન છે, જેમાંનું કંઈક આ ગ્રંથમાં વર્ણવવા અલ્પ પ્રયાસ કર્યો છે, પણ આ બધું માર્ગદર્શન મુમુક્ષુ આત્માને સહજ રીતે મળી રહે તેવું કંઈક અહીં બતાવાય છે.

૧. પ્રથમ તો સાધુ–સાધ્વીએ દીક્ષાનો પરમાર્થ સમજી, બાહ્ય જીવનમાંથી આંતરિક જીવન જીવવા માટેની પૂર્ણ તૈયારીવાળા જીવન જીવવા માટેની પોતાની જવાબદારી ધ્યાનમાં રાખીને, પરમ હિતકર જ્ઞાની ભગવંતોના વચનોને પૂર્ણ વફાદાર રહેવું ઘટે, તે વચનો પણ પોતાની બુદ્ધિની તુચ્છતાના કારણે સંપૂર્ણ–યથાર્થ ન સમજાય તેવા પ્રસંગે પણ સાક્ષાત્ ઉપકારી પોતાના ગુરુભગવંતો પ્રતિ પૂર્ણ વિનયભાવે નમ્રતા દાખવી પોતાના આત્મિક વિકાસ માટે પૂર્ણ જાગૃત રહેવું ઘટે.

૨. દીક્ષા લીધા પછી રોજની ઉપયોગી ક્રિયાઓની શુદ્ધિ અને જયણાપૂર્વક પાલન થાય, તે માટે વિધિનું સંપૂર્ણ જ્ઞાન મેળવી યથાશક્ય પ્રયત્ન કરી વિધિપૂર્વક પાલન માટે નિરંતર ધ્યાન રાખવું.

૩. આવશ્યક સૂત્રોના અર્થો, સામાચારીની નિર્મલતા, આવશ્યક ક્રિયાની સમયાદિવ્યવસ્થાપૂર્વક નિયત વ્યવસ્થા અને આચારપ્રધાન સાધુજીવન જીવવા આદિની તત્પરતા માટે શક્તિસંપન્ન આત્માએ પ્રયત્નશીલ રહેવુ જોઇએ

૪. દીક્ષા લીધા પછી પહેલી તકે નીચે જણાવ્યા મુજબ પ્રાથમિક અભ્યાસ કરવો જરૂરી છે, કે જેનાથી આત્મા સંયમ-વિવેકની મહત્તા સમજી વ્યક્તિગત આત્મિક કલ્યાણની સાધનાને સાધવા ઉદ્યત થઈ શકે.

૧. આવશ્યકક્રિયાના સૂત્રો ( અર્થ સાથે )

શક્ય હોય તો સંહિતા, પદસંધિ, સંપદા અને ઉચ્ચારશુદ્ધિની યોગ્ય કેળવણી મેળવવી જરૂરી છે.

૨. શ્રીદશવૈકાલિક સૂત્ર ( અર્થ સાથે

સંસ્કૃત ન જાણનારે પણ ગુરુમુખે આખા ગ્રંથનો અર્થ ધારી, તેમાંથી ધ્યાન રાખવા લાયક નોંધ કરી, રોજ તે સંબંધી યોગ્ય ઉપયોગની જાગૃતિ રાખવા પ્રયત્ન સેવવો.

આખા દશવૈકાલિક સૂત્રનો યોગ ન બને તેમ હોય તો પણ પહેલા પાંચ અધ્યયનો, આઠમું, દશમું અને છેલ્લી બે ચૂલિકાઓ ખાસ ગુરુગમથી અર્થ સહિત

ધારવી, તેમજ દશવૈકાલિક સૂત્રના દશ અધ્યયનોની સજ્ઝાયો ગુરુગમથી ધારવી અને બને તો ગોખવી.

૩. **શ્રીઓઘનિર્યુક્તિ** ગ્રંથની વાચના ગુરુમુખે લેવી અને તેમાંથી વિહાર, ગોચરી, પડિલેહણ, સ્વાધ્યાય, સ્થંડિલભૂમિ, રોગચિકિત્સા, પાત્રલેપ આદિ સંબંધી યોગ્ય જયણા આદિની નોંધ કરવી.

**૪. વૈરાગ્યવાહી ગ્રંથોનું વાંચન-મનનાદિ.**

જેમકે **શ્રીઅધ્યાત્મકલ્પદ્રુમનો** બીજો, પાંચમો, **આઠમો, નવમો**, અગિયારમો, **તેરમો**, અને **પંદરમો** અધિકાર, **શ્રીપ્રશમરતિ, શ્રીજ્ઞાનસાર, શ્રીઅધ્યાત્મ-સાર, શ્રીઉપદેશમાલા, શ્રીશાંતસુધારસગ્રંથ,** શ્રીરત્નાકરપચ્ચીશી, શ્રીહૃદયપ્રદીપ છત્રીશી, શ્રીકુમારપાલ ભૂપાલ રચિત સાધારણજિન સ્તવન વગેરે ગ્રંથો.

**૫. દ્રવ્યાનુયોગનો પ્રાથમિક અભ્યાસ—**

ચારે અનુયોગમાં પ્રધાન ચરણકરણાનુયોગની મહત્તા-સફલતા દ્રવ્યાનુયોગની સાપેક્ષ વિચારણા પર અવલંબે છે, માટે પ્રાથમિક કક્ષામાં વર્ત્તતા બાલજીવોને માટે ચરણકરણાનુયોગ અમુક ક્રિયાઓના શુભ આસેવનના બલે આત્મિક સંસ્કારોના ઘડતરની ભૂમિકા તૈયાર કરે છે, પણ સાધુ-જીવનમાં તો તે તૈયાર થયેલ પ્રાથમિક ભૂમિકા ઉપર યોગ્ય સંસ્કારોનું મજબૂત મંડાણ કરવાનું હોય છે, તેથી દ્રવ્યાનુયોગની સાપેક્ષપ્રધાનતા (પોતાના માટે) જરૂરી છે. માટે **ચાર પ્રકરણ, ત્રણ ભાષ્ય, ચાર કર્મગ્રંથ**

(શક્તિ-ક્ષયોપશમ આદિની અનુકૂળતા હોય તો છ કર્મ-ગ્રંથ, નહિ તો ચારથી સામાન્ય ખ્યાલ આવી રહે છે) શ્રી-તત્ત્વાર્થ સૂત્ર, શ્રી નયકર્ણિકા, શ્રી પ્રમાણનયતત્ત્વા-લોકાલંકાર અને શ્રીદ્રવ્યગુણપર્યાયનો રાસ સમક્તિના ૬૭ બોલની સજ્ઝાય યોગદૃષ્ટિની સજ્ઝાય વગેરે તાત્ત્વિક વિચારના પ્રાથમિક ગ્રંથોનું અધ્યયન જરૂરી છે.

આમાંના કેટલાક ગ્રંથો સંસ્કૃત ભાષા અને શાસ્ત્રીય જ્ઞાનની પ્રૌઢતા માંગે તેવા છે, છતાં સંસ્કારરૂપે યત્કિંચિત અંશે પણ ગુરૂગમથી બુદ્ધિનું પરિકર્મણ કરવા ઉપયોગી હોવાથી તેવા ગ્રંથો પણ આમાં જણાવ્યા છે.

૬ ઉપર મુજબનું પાયાનું તાત્ત્વિક-શિક્ષણ મળ્યા બાદ શક્તિસંપન્ન આત્માએ સ્વકલ્યાણની સાધનાને અનુકૂલ સર્વ સાધનોનો સંપૂર્ણ વ્યવસ્થિત ઉપયોગ જયણા પ્રધાન જીવન જીવવારૂપે કર્યા બાદ વધેલી શક્તિનો પર-કલ્યાણમાં ઉપયોગ કરી કર્મનિર્જરાના માર્ગે જલ્દી આગળ વધી શકાય, તે માટે સંસ્કૃતભાષાનો અભ્યાસ કરવા પ્રયત્નશીલ થવું ઉચિત છે, નહિં તો દીક્ષા લીધી અને દીક્ષાના વાસ્તવિક ભાવાર્થને જીવનમાં ઉતારવારૂપે સ્વકલ્યાણ અનુકૂલ અધ્યવસાયશુદ્ધિના સાધનો તાત્ત્વિક શિક્ષણદ્વારા મેળવ્યા ન હોય અને પરકલ્યાણની ભાવનામાં સંસ્કૃત ભાષા આદિના અભ્યાસથી પડી જવાય, તો જીવનમાં પડેલ અનાદિ કાલના સંસ્કારો માન-અભિમાન, જનરંજન અહિભાવની વૃત્તિ આદિ સ્વરૂપે આત્માને સંયમના માર્ગેથી ખસેડી મૂકે તેમ પણ બનવા સંભવ છે.

આમ છતાં ઉપર જણાવેલ બાબતોમાં યોગ્ય ગીતાર્થંજ્ઞાની ગુરુ ઔચિત્યાનૌચિત્યનો વિચાર કરી યોગ્ય રીતે પ્રવર્ત્તી શકે છે, પણ સામાન્યતઃ સ્વેચ્છાથી પ્રવર્ત્તનારા આત્માઓ શુભ ભાવના હોવા છતાં કેટલીક વાર વિપરીત અવસ્થામાં મૂકાઈ જાય છે.

માટે ઉપર જણાવ્યા મુજબ સાધુપણાના સારરૂપે સ્વકલ્યાણની સાથે અન્ય આત્માઓના હિતને સાધવારૂપનો લાભ મેળવવા પ્રાથમિક ઘડતર માટે ઉપયોગવંત થવાની જરૂર છે.

**સાધુપણાનો સાર**

उवसमसारं खु सामण्णं

વિષય-કષાયોનું શમન એ જ ખરેખર

સાધુ જીવનનો સાર છે.

# ઉપસંહાર

આ પ્રમાણે પરમપવિત્ર સર્વોત્તમ શ્રમણસંસ્થામાં રહેલ અદ્વિતીય ગૌરવને ઓળખાવનારા સનાતન તત્ત્વોના પરિચય કરાવવારૂપે સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રરૂપ ત્રણ વિભાગોની નાનાવિધ સામગ્રી આચારધર્મને પ્રતિપાદન કરનારા અનેક ગ્રંથોમાંથી યથામતિ યથાશક્તિ સંગ્રહીને પૂજ્ય સાધુ-સાધ્વીજીઓની સેવામાં સાદર ઉપસ્થિત કરી છે.

આમાં વર્ણવાયેલ તમામ સામગ્રી વ્યક્તિગત દરેકને લાભ કરનારી ન હોય, છતાં રુચિવૈચિત્ર્યના કારણે સમષ્ટિગત લાભની સંભાવનાએ શાસ્ત્રોમાંથી સંગ્રહેલી આ બધી માહિતીઓ અને ચીજોનો યથાયોગ્ય સહુ મુમુક્ષુ લાભ ઉઠાવે એ શુભાભિલાષા છે.

આ સંગ્રહમાં યથામતિ શક્ય ઉપયોગની જાગૃતિ રાખીને વસ્તુતત્ત્વનું નિર્વચન કર્યું છે, છતાં તેમાં ક્યાંય શાસ્ત્રમર્યાદા વિરુદ્ધ કંઇ વર્ણવાયુ હોય, તે બદલ ત્રિવિધે મિથ્યાદુષ્કૃત દઉં છું. અને આમાં સૂચવેલ લોકોત્તર હિતકર માર્ગો પર સંપૂર્ણ નિષ્ઠાપૂર્વક ચાલવાનું બલ મને પ્રાપ્ત થાઓ, એ અંતિમ શુભેચ્છા છે.

॥ भद्रं भवतु श्रीश्रमणसंघस्य ॥

卐

